ગુજરાતી પંચના ૧૯૪૨ ની ભેટ

# ૩ પ્રશ્ન




લેખકો:

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

અંબાલાલ નૂ. શાહ

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય




મૂલ્ય રૂા. ૧-૪-૦

ગુજરાતી પંચની ૧૯૪૨ ની ભેટ

# ૩ પ્રશ્ન

લેખકો:
ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ
અંબાલાલ નૃ. શાહ
ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

પ્રકાશક અને મુદ્રક
સોમાલાલ મંગળદાસ શાહ
અધિપતિ, ગુજરાતી પંચ, ગાંધીમાર્ગ—અમદાવાદ.

મુદ્રણાલય:–
શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ

મુદ્રણ અને પ્રકાશન સ્થાન:–
હરણવાળી પોળ, ચાર રસ્તા,
ગાંધીમાર્ગ—અમદાવાદ.

પ્રત ૩૦૦૦ ] માર્ગશીર્ષ શુ. ૧૫ [ વિક્રમાર્ક સંવત્સર ૧૯૯૯

મૂલ્ય રૂા. ૧–૪–૦

# ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ નિવેદન

**આ** પુસ્તકમાં આધુનિક સમાજને લગતા ૩ પ્રશ્ન જુદી જુદી વાતોમાં ત્રણ જાણીતા લેખકોએ છણ્યા છે:—

(૧) **પાપીની દશા:** તેના લેખક ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ એક જાણીતા સાહિત્યકાર છે. એમણે પોતાની વાર્તામાં એ પ્રશ્ન ચર્ચ્યો છે કે, મનુષ્ય પાપના પાયા પર ઈમારત ચણે, વ્યાપાર ખેડે અને પુષ્કળ ધન મેળવીને જગતમાં પુન્યશાળી તરીકે કીર્ત્તિ મેળવે એથી શું એના મૂળ પાપનો પાયો દૂર થાય છે કે? પાપરૂપ ઝેરના બીજનું વાવેતર કર્યા પછી પુન્ય રૂપ અમૃતસિંચન વડે તે બીજનો નાશ થવાની આશા રાખવી એ શું વ્યાજબી છે કે?

મૂળ એમની વાર્તા ૧૯૨૬ માં છપાઈ હતી. રશિયન તત્વચિંતક કાઉન્ટ લીયો ટોલ્સ્ટોયની Forty years નામક વાર્તા ઉપરથી એનું ગુજરાતી વાતાવરણ ડાક્ટરે સર્જ્યું હતું. અત્યારે એ અલભ્ય પુસ્તક શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ દ્વારા અમને મળ્યું અને અમારા વાચકો આગળ તે રજૂ કર્યું છે.

(૨) **ડૉ. અમથારામ:** એના લેખક શ્રી. અંબાલાલ નૃ. શાહે ખાસ એક નવી વાર્તા લખીને તેમાં અછૂત કોમનો પ્રશ્ન ચર્ચ્યો છે. એમનો પ્રશ્ન છે કે, શુદ્ધ ચારિત્રવાન પણ અછૂત કોમમાં જન્મેલી વ્યક્તિ, ઉચ્ચ વર્ણોમાં ઉત્તમ પ્રકારની ડાક્ટરી સેવા કરીને લોકનાં દિલ જીતી લે, સેંકડો જીવનનાં દર્દ દફે કરીને તેઓને નવજીવન અર્પે અને જાણે પોતે ઉચ્ચ વર્ણના હોય એવાજ એના આંતર્ અને બાહ્ય વિશુદ્ધ વિચાર અને આચાર હોય તો તેને ઉચ્ચ વર્ણનાં મંદિરોમાં શા માટે પ્રવેશ કરવા દેવો નહીં?

(૩) **જીવલેણ ગાડું:** એ જાણીતા દેશભક્ત શ્રી. ચક્રવર્ત્તી રાજગોપાલાચાર્યની વાર્તા છે. એમણે જે પ્રશ્ન ખાસ કરીને પોતાની વાર્તામાં ચર્ચ્યો છે તે દારૂની બદીને લગતો છે. એક સુખી જુવાન

નવપરિણિત ખેડૂત તાડીના અને પછી દારૂના છંદે ચડીને કેવો દુ:ખી થાય છે, એની સ્ત્રી અને બાળક કેવાં હાડમાર થાય છે: અને આખરે એ ત્રણેને એનાં પાપકર્મના કેવા છાંટા ઉડે છે એ બતાવ્યું છે. દારૂબંધી ફરજીઆત કરવાની જરૂરીઆતનો, દારૂને દેશમાંથી દૂર કરવાની અગત્યનો અને ગરીબોની પાયમાલી અટકાવવાનો પ્રશ્ન આમાંથી સહસા તરવરી આવે છે.

આ ત્રણે વાર્તાઓમાં છણાયેલા **૩ પ્રશ્નનું** આ ભેટ-પુસ્તક કદમાં માત્ર ૧૪૪ પૃષ્ઠનુંજ છે, પણ પ્રચાર અને વાંચનની દૃષ્ટિએ તેની કિંમત અમૂલ્ય છે. અમારી ઇચ્છા ૩૦૦ પૃષ્ઠનું ભેટ-પુસ્તક આપવાની હતી પણ તે પૂર્ણ થઈ શકી નથી તે બદલ અમારા ગ્રાહકોની અમે ક્ષમા માગીને દરગુજર કરવા વિનતિ કરીએ છીએ.

૧૯૪૨ ની સાલનું અમારૂં આ ભેટ-પુસ્તક ઘણાજ કઠણ સંયોગોમાં બહાર પડે છે. અત્યારે કાગળોની સખ્ત તંગી છે, અને તે એટલે સુધી કે, અમુક જાતના કાગળો તો મળી શકતા નથી અને કેટલાકનાં મૂલ્ય એવાં અનહદ છે કે જે ખરીદવા ન પરવડે. દરેક વર્ત્તમાનપત્રને જોઇતો કાગળ પણ અમુકજ પ્રમાણમાં મળી શકે એવી સરકારની પરવાનગી મેળવવી જોઇએ છે. એ પરવાનગી જેમને મળે નહીં તેઓને કાગળનો દુકાળ અનુભવવો પડે છે.

અમે કદાચ ચાલુ વર્ષે ભેટ-પુસ્તક આવી પરિસ્થિતિમાં આપી શક્યા નહોત; પરંતુ શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિના માનદ મંત્રી શ્રી. વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોરે અમને ખરી અણીને વખતે મુંઝવણમાંથી મુક્ત કર્યા છે અને સમિતિના પ્રચારના લક્ષ્યને અવલંબીને આ પુસ્તકમાંની ત્રણ વાર્તાઓ અમને ભેટ-પુસ્તક પૂરતી છાપવા આપી ઘણા ઋણી કર્યા છે.

જે વ્યાપારી-ધંધાદારી ભાઇઓએ પોતાની જાહેર ખબરો આ ભેટ-પુસ્તકમાં આપી છે, તેઓનો આભાર માનીને, અમે તેમની અનુક્રમણિકા આ નીચે રજુ કરી છે:—

## જાહેર ખબરો

૧ બોંબે મ્યુચ્યુઅલ લાઇફ એસ્યુરંસ સોસાઇટી લી.
૨ વોર્ડન ઈન્સ્યુરંસ કું. લી.
૩ પેશોતન એમ. દસ્તુરની કું.
૪ પંચાલ ભુલાભાઇ હીરાચંદ.
૫ માણસાવાળા માસ્તર કે. જે. પટેલ એન્ડ સન્સ,
૬ ધી સેન્ટીનલ એસ્યોરન્સ કું. લી.
૭ રંજનલાલ એમ. શાહ.
૮ ધી યુનિવર્સલ ફાર્મસી.
૯ ધી નેશનલ એજન્સી.
૧૦ ઓપકર સ્ટુડીયો.
૧૧ જવાહર શાહી–પ્રો. નટવરલાલ જે. શાહ.
૧૨ ભોગીલાલ હીરાલાલ શાહની કું.
૧૩ ધી યુનિવર્સલ ફાયર એંડ જનરલ ઈન્સ્યુરન્સ કું. લી.
૧૪ જ્યુપીટર જનરલ ઈન્સ્યુરન્સ કું. લી.
૧૫ નેપચ્યુન એસ્યુરન્સ કું. લી.
૧૬ ઓરિએન્ટલ ગવર્નમેંટ સિક્યોરિટી લાઇફ એસ્યુરન્સ કું. લી.

તા. ૨૨–૧૨–૪૨ **ચિમનલાલ મંગળદાસ શાહ**
**વ્યવસ્થાપક.**

●

## અનુક્રમણિકા

# પાપીની દશા.



## [ ૧ ]

**અ**મદાવાદ પાસે નરોડા ગામમાં હરીભાઇ કરીને એક પાટીદાર રહેતો હતો. ઇશ્વરકૃપાએ અને "ધયડીઆ" ના પુણ્યે એની પાસે પુષ્કળ જમીન હતી. ઘેર બે જોડી બળદો, એક અરબ્બી ઘોડી, બે ગાડાં, એક વ્હેલ, વિગેરે 'મનમાની' ચીજો હતી. ખાધેપાધે સુખ, એટલે બળદો મ્હોટા ઘોરી–ચુંટી ખણે તો લોહી નીકળે–એવા થયા હતા. ઘુઘરમાળ સાથે વ્હેલે કે ગાલ્લે જોડયા હોય ત્યારે જાણે પવનવેગી ઘોડા દોડયા! ઘુઘરમાળને લીધે હરીભાઇ પટેલના બળદ દૂરથી ઓળખાતા. "કાળી તેને ઘેર નિત્ય દીવાળી," દૂધ, દહીં, ઘી માખણ અને છાશ એનો તો એમને ઘેર હિસાબ ન્હોતો. અઠવાડીઆમાં બે તો વલોણાં થતાં, ને એમ બધી વાતે લીલાલ્હેર હતી.

ઇ. સ. ૧૮૬૮ ના વર્ષની આ વાત છે. એ દહાડા ખરૂં પૂછાવો તો સુખના હતા. રેલગાડી ઝાઝી થઇ ન્હોતી. પરદેશ બહુ અનાજ ચ્હડતું નહીં ને આ તહમારી ડેરીઓ, દુધના રસકસ ચુસી લઇ દેશના બાળકોની શરીરસંપત્તિ નિર્માલ્ય કરતી ન્હોતી; અનાજ કોઠારોમાં બારે માસ ભરેલાં રહેતાં ને સોંઘવારી ઘણી હતી. આખા નરોડામાં કોઇ હરીભાઇ જેવું પૈસેટકે કે ખાધેપીધે સુખી નહોતું. એમને બે ઘર જોડાજોડ બેડી બાંધણીની મેડીવાળાં હતાં. બ્હાર મ્હોટી ઓસરીની આગળ ખુલ્લું મ્હોટું ચોગાન હતું. એક ઘરમાં પટેલની બેઠકઉઠક રહેતી ને બીજું ઘર રેહેવાનું હતું. બેઠકવાળો ખંડ શોભે એવી રીતે શણગારેલો હતો. પેસતાં જ સ્હામે મ્હોટું ગોળ ઘડીઆળ હતું. એમાં કલાકે કલાકે ડંકા થતા. ટેબલ, ખુરશીઓ, આરામખુરશીઓ, હાંડીઓ, તકતા

એવું ઘણું રાસરચીલું ને ચીનાઇખાનું લાવી કેટલાએ પૈસા એમાં નાંખ્યા હતા.

પટેલની જવરઅવર અમદાવાદ ઘણી એટલે શહેરના લોકોનાં ઘરોમાં આવું આવું ઘણું દીઠેલું તે ઉપરથી પોતે લાવેલા. ભણતર પણ પટેલનું પુરેપુરું. અમદાવાદમાં ટ્રેનીંગ કોલેજ નીકળી તે વારે લોકો કહે છે કે એમને સાહેબે મ્હોટા માસ્તરની જગો આપવા માંડેલી પણ એમને ખેતીવાડીનો શોખ, એટલે નોકરી લેવા ના પાડી.

અમદાવાદના સરદાર ભોળાનાથ સારાભાઇ, મહીપતરામ રૂપરામ નીલકંઠ, કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, શાહપુરવાળા શેઠ મ્હેચર લશ્કરી, એવા એવા મ્હોટા લોકને ત્યાં એમની બેઠક. પટેલને ઘેર કબાટોમાં સારાં પુસ્તકો ઘણાં હતાં, ને કેટલાંએ છાપાં અઠવાડીએ અઠવાડીએ અને માસિકો મહિને મહિને આવતાં. એક છાપું તો છેક મુંબાઇથી આવતું. તેમાં આખી દુનિઆની નવી જુનીઓ આવતી. "દર અઠવાડીએ છાપાવાળા આટલું ભરીને કોણ જાણે ક્યાંથી લાવે છે!" એમ પટેલ વારંવાર કહેતા.

પટલાણી બહુ સારા સ્વભાવનાં હતાં. એમને પેટે ઘણાં છોકરાં છોકરી થયાં હતાં, પણ બધાં મરી ગયાં હતાં. ફક્ત એક દીકરી ઉછરી હતી. દીકરા સારૂ પટલણે તથા હરીભાઇનાં સગાંવ્હાલાં તથા ભાઇબંધ દોસ્તારોએ એમને બીજી વખત પરણવા બહુએ સમજાવ્યા પણ પટેલ એક છતાં બીજી સ્ત્રી કરવા કોઈ રીતે તૈયાર થયા નહીં. પીસ્તાળીસ વર્ષે પટલણ એકાએક ગુજરી ગયાં ને પટેલનું ઘર ભાગ્યું. પટેલને પરણાવા પાછા વળી લોકોએ બહુ બહુ પ્રયત્નો કર્યા, પણ પટેલે બીલકુલ ના માન્યું. જેમ એક ઉપર બીજી સ્ત્રી કરવાના વિચારથી પટેલ વિરૂદ્ધ હતા તેમ ચાલીસ વર્ષ પછી બારતેર વર્ષની છોકરી સાથે પરણવાનો વિચાર રાખવો તે પણ અઘટીત ને મુર્ખાઇ ભરેલું છે એમ પટેલ કહેતા. વળી પોતાની લાડમાં ઉછરેલી એકની એક

દીકરી ચંચળને, ઓરમાન મા, કોઈ વાતે ઝંપવા દે નહીં, ને પોતાનું મન પણ પછીથી, દીકરી ને નવી વહુ વચ્ચે સમતોલપણું રાખી શકે કે નહીં તે વાતની ખાત્રી નહીં રહેવાથી, પટેલે છેવટનો વિચાર પોતાને ફરી લગ્ન નથીજ કરવું એવો જણાવી દીધો. પટલણના મરી ગયા પછી ખેતીવાડીમાંથી તથા ઢોરઢાંખરમાંથી પટેલે ઘણું ઓછું કરી નાંખ્યું ને જમીન પણ હવે ભાગથી ખેડવા આપી દેવાની રાખી. બહુ કડાકુટો ઓછો થવાથી ઘેર હવે ફક્ત ત્રણ જ નોકર રહ્યા; એક જીબા કરીને ઘરડી બાઇ, એક જુનો ગાડીત ડાહ્યો ને વીસેક વર્ષનો એક પુંજીઓ કરીને છોકરો. આખા કુટુંબમાં ગણો તો એક હરીભાઇ અને બીજી એમની મ્હોડે ચ્હડાવેલી દીકરી ચંચળ.

ચંચળની ઉમ્મર વર્ષ ૧૩–૧૪ ની થઈ ગઇ હતી.

પણ હરીભાઈ બાળલગ્નના વિરોધી હોવાથી, પટલણ બહુએ વલોપાત કરીને મરી ગયાં, પણ હજી સુધી એમણે એને પરણાવી ન્હોતી. ગામના ને પરગામના એમની નાતના લોકોમાં હરીભાઇએ દીકરી આવડી મ્હોટી કરી તે માટે એમને માથે પિસ્તાળ પડી હતી. એમની નાત સિવાયના બીજા લોકોથી પણ પટેલની છોકરી આવડી મ્હોટી કુંવારી રહે એ ખમાતું નહોતું. રોજ નવા નવા પ્રકારની વાતો પટેલની ચાલ્યા કરતી. મૂળે પટેલ સુધારાવાળા એટલે લોકોને મન દુષ્મન જેવા તો ખરા, તેમાં વળી બીજી વાર બબ્બે વખત કહ્યા છતાં પરણ્યા નહીં. જમણવારો પોતાને ઘેરથી ઓછાં કરેલાં ને બીજા-ઓને ત્યાંથી ચાલ્યું ત્યાં ઓછાં કરાવેલાં. રડવા કુટવાનું પોતાને ત્યાંથી પટલણના મરણ વખતે સમૂળગું કા'ડી નાંખેલું ને દેશપરદેશથી કાણે આવેલું લોક આવે જાય તે વખતે પટેલે કથા બેસાડેલી. ગામમાં વારે ઘડીએ શંકરાચાર્ય કે ગોસાંઇજી મહારાજોની પધરામણી થાય ત્યારે પટેલે પૈ ખર્ચેલી નહીં ને ઉલટું થતી ટીપો તોડી નંખાવેલી. ધર્માચાર્યોના મોજશોખ તથા ભપકાભરેલાં ખર્ચાળ જીવનની વિરૂદ્ધ,

પટેલ બહુ આવેશથી બોલતા. એમાંના કેટલાકની નીતિ કે જ્ઞાનનો વિચાર કર્યા વગર અંધ શ્રદ્ધાળુ લોકો ખોટો ભાવ રાખે છે; અને પોતાના આત્માની તેમજ ગુરૂઓના આત્માની અધોગતિ કરે છે, તે જાણી હરીભાઈને બહુ લાગણી થતી હતી. આવા આવા વિચારોથી લોકોના ગુન્હામાં તો આવ્યાજ હતા, તેમાં વળી પોતાની દીકરીને ૧૪ વર્ષની કરી એ ગુન્હો ઉમેરાયો હતો. ગામના ને નાતના તમામ લોકો, એમના ઉપર ગુસ્સે રહેતા, એટલુંજ નહીં પણ એથી હરીભાઈની સાત પેઢી નરકમાં જવાની, એમ કહેતા. વળી રજસ્વલા થએલી દીકરી કુમારી રહે તેથી બ્રાહ્મણો કહેતા કે આખા ગામને માથે પણ પાપ બેસે છે.

ચંચળ, શરીરે ઘઉંવર્ણી ને દેખાવે રૂપાળી હતી. ઉમ્મરના પ્રમાણમાં જરા ઉંચી વધી હતી. લાંબા વાળમાં આંબળાનું તેલ ઘાલી અંબોડો જરા ઢળતો વાળતી, નાક પાતળું ને જરા અણીવાળું હતું. એમાં લાલ રંગની ચુની પહેરતી. કાને ધોળા હીરાનાં કોકરવાં હતાં અને હાથે પાતળી સોનાની અને કાચની બંગડીઓ પહેરતી. કપાળે હીંગળોકનો ઝીણો ચાંલ્લો કરતી.

હરીભાઇના નોકર પુંજીઆનાં માબાપ એને ન્હાનો મૂકીને મરી ગયાં હતાં; તેથી એની એક વિધવા કાકીએ એને ઉછેરીને મ્હોટો કર્યો હતો.

પુંજીઆનો કાકો સીપાઇગિરીમાંથી હવાલદાર સુધી ચ્હડયો હતો. મુળે સીપાઇમાં હતો ત્યારથીજ લોકોને બહુ કનડતો ને હરામનું ખાતાં શીખ્યો હતો. લુચ્ચાઈ, જુઠ, કપટ, તરકટ એ બધી વિદ્યાઓમાં ધીમે ધીમે એ બહુ પ્રવીણ થઈ ગયો હતો, ને પોલીસખાતામાં જોડાતા પહેલાં એનામાં ખાનદાનીના કેટલાક ગુણો હતા, તથા ઇશ્વરથી ડરીને ચાલવાની વૃત્તિ હતી, તે બધી દિન પ્રતિદિન ઘસાઇ જઇને જેવો એનો ડ્રેસ કાળો તેવું એનું અંતઃકરણ પણ કાળું

થઈ ગયું હતું. પગાર તથા 'ચેરીમેરી' માં જે જે કાંઈ મળતું તે બધું એ જેમ આવતું તેમ ઉડાવતો; અને "આપણને કોઈ દહાડો શી હરકત આવવાની છે" તેમ ધારતો. એક દિવસ પ્રાંતીજ મોડાસાને રસ્તે લુંટ થઈ તેમાં તપાસ માટે એને જવાનુ આવ્યું. માલ સાથે ચોરો સામા મળ્યા. એ લોકોએ તેને કડીયાળી લાકડીઓ તથા ધારીયાં માર્યાં તેની પીડાથી એ રસ્તામાંજ મરણ પામ્યો. પાછળ એક પાઈ પણ નીકળી નહિ. એટલે એની બાયડીનું કાંઈ સારું થયું નહીં.

પુંજીઆની કાકી રોજ પોતાની હાલત વિષે રોદણાં રડયા કરતી. એને વિઘું યે જમીન ન્હોતી. એક ભાગ્યાતુટયા ઝુંપડામાં રહેતી. તેમાં આ પુંજીઆનું તથા એનું ગુજરાન કેમ કરવું તેની બીલકુલ સુઝ નહીં પડવાથી આબરૂદાર પાટીદારની નાતની છતાં, છાનીમાની ગામમાં રાત વખત ભીખ માગી આવતી. પુંજીઓ પણ ભીખ માગવા જતો ને કોઇવાર એકલી દાળ પીને, તો કોઇ વાર ઉબાઈ ગએલો રોટલો ખાઇને એ 'પાપી પેટ' ભરતો. કોઈ વાર છાંડેલા રોટલા રોટલીના કકડા ચાવીને પાણી સાથે ઉતારતો, તો વખતે એકલો મોળો ભાત જ ખાઇને રહેવું પડતું. કોઇ વાર સમૂળગું ખાવાનું ના મળે ત્યારે પેટમાં પગ ઘાલીને એ પડી રહેતો. દુધ બિચારાએ કોઈ વાર પીધું ન્હોતું કે ઘરમાં રાંધી રસોઈ કેવી થતી હશે, તેનો એને ખ્યાલ ન્હોતો. જમણવારોમાં કોઈ વાર એ જતો ત્યારે એના આનન્દનો પાર ન્હોતો રહેતો. અને બીજી નાતવાળાઓમાં જમણવાર દેખીને એને ખાવાનું મન થઈ જતું, પણ જવાય નહિ એટલે જીવ બળીને ખાખ થઇ જતો હતો. એમ દુઃખેપાપે એ ૧૩ વર્ષનો થયો ત્યારે ગામના એક જોઇતા કુંભારે એને ગધેડાં હાંકવા રાખ્યો. જોઇતો એને મહિને દહાડે રૂપિઓ એક પગાર ને ખાવા જેટલા દાણા આપતો. વરસ દહાડા પછી વળી ખળાં દીઠ જોઇતા સાથે એને પણ શેર શેર દાણો મળવા લાગ્યો.

પુંજીઓ એક થેપાડું ને કસોવાળું ખાદીનું કેડીયું પહેરતો ઉન્હાળાના દહાડામાં ઉઘાડે માથે એક દિવસ એ જતો હતો, તેવામાં કોઈ દયાળુ ખેડુતે એને જોયો: એણે પુંજીઆને એક લાલ ફેંટો લઈ આપ્યો; તે દહાડાથી તે માથે ફેંટો વીંટતો.

કુંભારને ત્યાં પાંચેક વર્ષ નોકરી કરતાં થયાં, દરમીઆન આવું નિયમિત ખાવાનું ને મનની નિરાંત મળવાથી એ ઉંચો, કદાવર બાંધાનો ને દેખાવડો થયો.

દિવાળીના દિવસો આવ્યા. લોકોએ ઘરો લીપ્યાં, રંગ્યાં, વાસણો માંજ્યાં, ને બધું ગામ ઝગઝગાટ થઈ રહ્યું. જોઈતાએ પણ પોતાનાં ગધેડાં રંગ્યાં. તેથી એમનાં પુંછડાં, કાન તથા શરીર લાલલીલા રંગથી શોભવા લાગ્યાં.

**આ નવાં રંગેલાં ગધેડાં હાંકતો હાંકતો પુંજીઓ એક દિવસ ગામમાં આવતો હતો; તે હરીભાઇ પટેલે એને દીઠો.** પોતાની નાતનો આવો દેખાવડો છોકરો ગધેડાં હાંકે એ એમને કાંઈ ઠીક નહીં લાગવાથી જોઈતાને કહીને એને એ પોતાને ઘેર લઈ ગયા; ને તે દિવસથી ઘરનું લાવવા મેલવાનું પરચુરણ કામ એની પાસે કરાવવા લાગ્યા.

દોઢ બે વર્ષ પુંજીઆને હરીભાઇને ત્યાં થયાં. હરીભાઈ પુંજીઆને વારંવાર વઢ વઢ કરતો, 'તું આમ શું રહ્યો? ત્હારે કહ્યું તો માનવું જ નહીં. ગધેડાની સોબતમાં તું એ ગધેડા જેવો થયો." વગેરે વગેરે બોલો કહીને એને ઘણી ગાળો દેતો. ખરૂં જોતાં પુંજીઓ આળસુ એ ન્હોતો ને કહ્યું ન્હોતો માનતો એમ પણ ન્હોતું, પણ પટેલના મનમાં એમ કે, "અમથા ઠપકા ન આપ્યા કરીએ તો નોકર લોકો ફાટી જાય. ગુણ હોય તોયે વખાણ તો કરવાં જ નહીં. વખાણી ખીચડી દાંતે ચોટે. નોકરો મનમાં ફુલાઈ જાય ને શેઠ ને શેઠ ને નોકર તે નોકર એ વાત એમના ધ્યાનમાં ન રહે."

હરીભાઇના મનમાં શ્રીમંતાઇને લીધે આવો ડૉળ ભરાયો હતો. સંજોગોને લીધે કેટલાક માણસો શેઠ થાય છે ને કેટલાક નોકર થાય છે; એ તત્વ એના સમજવામાં ન્હોતું. નોકરની માએ એને જ્યારે જન્મ આપ્યો હોય છે ત્યારે કાંઇ "નોકર" એમ છાપ મારીને જન્મ આપ્યો નથી હોતો. મનુષ્યમાત્ર એક રીતે જુઓ તો સરખા છે. ધંધાના ભેદથી કોઇ હલકા કે મ્હોટા એમ નથી.

શેઠના વારંવાર વગર કારણના ઠપકા મળતા, એ સિવાય પુંજીઆને હરીભાઇને ઘેર બીજું કંઈ દુઃખ ન્હોતું. કાકીને ઘેર એ રહેતો તેના કરતાં કે જોઇતા કુંભારના ઘર કરતાં હરીભાઇને ઘેર એ ઘણો સુખમાં હતો.

ચંચળનો ભાવ પુંજીઆ ઉપર સારો હતો. એને મન એ નોકર જેવો લાગતો ન્હોતો. ગરીબ ને નોકરીના કામ પર છતાં એ ગમે તેવો પણ પટેલીઓ પોતાની જ નાતનો હતો. એનો ઉંચો કદાવર બાંધો ને ખુબસુરત ચ્હેરો જોઇ ચંચળનું હૃદય ઘણીવાર ઝડપથી ધડકતું. પુંજીઓ સ્વભાવથી જ સમજુ ને અનુભવથી ઘડાઇને હોશીયાર થયો હોવાથી પોતાના શેઠની છોકરી સાથે કદી હદ ઉપરાંત વાત કરતો નહીં. પણ ચંચળ એને મનથી પુષ્કળ ચ્હાતી. એક વખત એકાંત જોઈ ચંચળે પુંજીઆને પકડી રાખ્યો ને કહ્યું કે "અલ્યા, પરણીશ તો હું ત્હને જ પરણીશ. નહીં તો બીજા ભાઈ ને બાપ છે." પુંજીઓ તો સજ્જડ જ થઈ ગયો. પણ તે દિવસથી ધીમે ધીમે એનું હૃદય ચંચળ તરફ પ્રેમ ને ભક્તિ ભાવથી ઉભરાઈ જવા લાગ્યું. ચંચળના મનમાં ખાત્રી હતી કે, 'જો ખરી તદબીરથી હું બાપાને મ્હારા મનની વાત કહીશ તો એમનું મ્હારા ઉપર આટલું બધું વ્હાલ હોવાથી પુંજીઆ જોડે મ્હને પરણાવ્યા વગર નહીં રહે. વળી એ સુધારાવાળા છે ને મ્હને જ્યારે ન્યાતની ઉપરવટ થઇને આવડી મ્હોટી ઉમ્મર સુધી કુંવારી રાખી છે ત્યારે પરણા-

વવામાં મ્હારી મરજી પ્રમાણે એ જરૂર ચાલશે.' આવા વિચારથી પુંજીઆ તરફ એ દિનપ્રતિદિન વધારે ને વધારે પ્રેમ કરવા લાગી. નાતના માણસો માગાં કરી કરીને થાક્યાં હોવાથી હવે કોઇ એનું માગું કરવા આવતું ન્હોતું. તેમ હરીભાઇને પણ હજુ લગ્નની ઉતાવળ જણાતી ન્હોતી. એમ કરતાં કરતાં ચંચળ પંદર વર્ષની થઈ. હરીભાઇને હવે જરા ચટપટી થવા લાગી.

એક દિવસ અશલાલીના જાગીરદાર એમના જુના ભાઇબંધ દયાભાઇ બાપા નરોડે આવ્યા. એમનો દીકરો શંકરભાઈ તાજો રાંડ્યો હતો; તે નડિઆદની મુનસફ કોર્ટમાં કારકુની કરતો હતો. તેને સારૂ એ ત્રણ દિવસ હરીભાઇને ત્યાં રહીને એમણે ચંચળનું માગું કર્યું.

હરીભાઇએ હસતાં હસતાં કહ્યું કે, "જુઓ દયાભાઈ! શંકર મ્હારો ક્યાં અજાણ્યો છે? ને મ્હારી આ ચંચળની ખબડદારી તમે જાણો છો. પણ ચંચળ શંકરભાઈને જરાએ ઓળખતી નથી ને શંકરભાઈએ ચંચળને દીઠી નથી. મ્હારો ટેક અસલથી જરા એવો ખરો કે છોકરાંને પરણાવતા પહેલાં એમની મરજી જાણીને કામ લેવું સારૂં. આ સાહેબ લોકમાં તો કહે છે કે માબાપ વિવાહની બાબતમાં માથું મારતાં જ નથી; ફક્ત સલાહ આપે છે, ને આપણા દેશમાં અસલ બાળલગ્ન નહોતાં ત્યારે ઇચ્છાવર ને સ્વયંવરનો ચાલ હતો તે જાણે મ્હને બહુ પસંદ પડી ગયો છે. હવે હું ચંચળ બાબત તમને હા તો કહું, પણ લગ્ન પછી તમારે કંઈ ચંચળ જોડે રહેવાનું નથી. ચંચળને શંકરભાઈ સાથે રહેવાનું. ને શંકરભાઇને ચંચળે કદીએ દીઠા નથી. શંકરભાઇને હું ઓળખું છું સારી પેઠે, પણ લગ્ન પછી મ્હારે કાંઈ શંકરભાઈ સાથે રહેવાનું નથી. રહેવાનું છે મ્હારી ચંચળને; એટલે તરતમાં હું કંઈ હા કે ના કહેતો નથી; લાગ આવ્યે ચંચળની મરજી હું જાણી લઇશ, ને એને ગમતું હશે તો મ્હારી

હા છે. દયાભાઈ! ખોટું લગાડશો નહીં. મ્હારા વિચારો તમે સારી પેઠે જાણો છો. એટલે ખુલાસાથી મ્હેં વાત કરી છે." દયાભાઈ બાપાને, મૂળથી જ હરીભાઈ સુધારાવાળામાં ભળેલો એટલે મનથી ઉતરી ગએલો તો હતો જ, ને તેમાં આજે વળી વિચિત્ર વિચારો જણાવ્યા એટલે દયાભાઈને એ ઉદ્ધત, ચઢાઉ ને વંઠી ગયેલા જેવો લાગ્યો. નાતજાતની રૂઢી વિરૂદ્ધ જઈને તથા દેશાચાર, કુળાચાર બધાને તરછોડીને હરીભાઈ લાંબાને વાદે ટુંકો થતો હતો, ત્યારનો દયાભાઈ બાપાને એના ઉપર તિરસ્કાર તો હતો જ. છતાં શંકરભાઈના આડકતરા આગ્રહથી એ નરોડે આવ્યો હતો.

હરિભાઈનું ઘર સારૂં, છોકરી ભણેલી, મ્હોટી ને ઝટ ઘર લઈ બેસે એવી જાણી દયાભાઈ લલચાયા હતા; છતાં હરીભાઈએ પાછું સુધારાવાળા જેવું કરડાકીમાં મ્હોટું ભાષણ માર્યું, ત્યારથી દયાભાઈનો મિજાસ હાથથી ગયો હતો. મ્હોં ચ્હડાવીને દયાભાઈ બાપા નરોડેથી નીકળ્યા તે નીકળ્યા. ફરીથી કાગળ કે પત્તર જણાયો નહીં. અહીં ચંચળે દયાભાઈ બાપા તથા હરીભાઈ વચ્ચે થયેલી વાતચીત પાછલા ખંડમાં ભરાઈને સાંભળી હતી, ત્યારથી પુંજીઆ સાથે પોતાનું જરૂર લગ્ન થશે એમ પુરી આશા બંધાઈ હતી, ને પુંજીઆને પણ એણે એ વધામણી ખાધી હતી.

**ચંચળ એક દિવસ હરીભાઈ સાથે બેઠી બેઠી કંઈક પુસ્તક વાંચતી હતી.** એવામાં હરીભાઈએ ચંચળને દયાભાઈના શંકર સાથે લગ્ન બાબતમાં મોઘમ પૂછવા માંડ્યું. ચંચળે નીચું જોઈને ડોકું 'ના'નું ધુણાવ્યું. હરીભાઈ બોલ્યા, 'તો હરકત નહીં, બેટા ! હું તને તારી મરજી નહીં હોય એવી જગ્યાએ કદી પરણાવીશ નહીં. તારૂં સંપૂર્ણ મન હશે ત્યાં જ તને પરણાવીશ."

ચંચળે કહ્યું, "ખરેખાત ?"

હરીભાઈ બોલ્યા, હા, "પરમેશ્વર મ્હને ઉંધી મતી ના આપે ! બહુ લોકોની ગાળો ખાઈને ત્હને મ્હોટી કરી છે, ને મ્હારી યથાશક્તિ

ભણાવી છે. ભણાવી સમજણ આપ્યા પછી તારા આખા જીવતરના સુખદુઃખનો આધાર જેના પર છે તે માણસ તારા મનગમતો ના હોય તો મ્હને અઘોર પાપ લાગે એવું હું માનતો આવ્યો છું.' "

ચંચળને આ સાંભળી ખૂબ હિંમત આવી. ને હવે જરા ઉંચું જોઈને કહેવા લાગી, 'બાપા! મ્હારો વિચાર કોઈ ગરીબ, કુળ વગરના ને એકલવાયા માણસ સાથે પરણવાનો હોય તો ?'

હરીભાઈ બોલ્યા, 'અંહમ્! એ શું બોલી ? કિયો ગરીબ ને કુળ વગરનો તારૂં માગું કરવાની હિમ્મત ધરે છે, એ તો હું જોઉં ? પટેલીઆમાં તો કોઇ એવો છાતીબાજ હું જોતો નથી."

હરીભાઈ ગમે તેવા સુધારાવાળા વિચારના હતા, પણ પોતાનાથી પદ્દીએ કે કુળે કે પૈસેટકે ઉતરતાને તો છોકરી આપવા રાજી ન્હોતા. એમનામાં અભિમાનનો ભાગ હતો ને મગજે જરા પૈસાની ખુમારી પણ હતી. ન્હાના મ્હોટાના કહેવાતા ભેદમાં હજી એ વજન આપતા ને સમાનતાના સિદ્ધાંત, એ જમાનાના ગુજરાતના સુધારકોની માફક એ પણ પુરેપુરા સમજતા ન્હોતા.

ચંચળે બ્હીતે બ્હીતે કહ્યું, "બાપા ! ત્હમે બોલાવો છો ત્યારે કહું છું કે શુદ્ધ અંતઃકરણથી, મ્હારો પ્રેમ આપણા પુંજીઆ તરફ ઘણો છે; માટે મ્હારૂં મન એના સિવાય બીજા કોઈ સાથે પરણવાનું નથી."

હરીભાઇએ કહ્યું: "બેટા ! લોકો તો બધા ખાઇપીને મ્હારી પાછળ લાગ્યા છે, તેમ તું પણ મ્હારી મશ્કરી કરે છે ? મ્હને ખીજવે છે ? જા ફરીથી એવું ના કરતી. પુંજીઓ આપણી વાત સાંભળશે તો ભગવાન જાણે એના મનમાં શુંએ વિચારો ભરાશે."

"બાપા! હું ત્હમને ખીજવતી નથી, હું ખરૂં કહું છું. પુંજીઆ ઉપર મ્હારી ઘણી પ્રીતિ છે. મ્હને એની જ સાથે પરણાવો. બીજા કોઈ સાથે પરણાવશો તો હું જીભ કરડીને મરીશ." જુવાન છોકરી બહુ હિમ્મત પકડી દૃઢતાથી બોલી શકી.

હરીભાઇ અત્યાર સુધી બેઠો હતો, તે ઉઠયો, ઉભો થયો, ને ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો. આંટા ખાતાં વળી એક ઠેકાણે અટક્યો ને જમીન પર અધીરો થઇ જોરથી પાછો બેસી ગયો.

ચંચળ ઓસરીમાં જતી રહી. બ્હારની ડોકાબારી આગળ છાનીમાની બાપા શું કહે છે તેની રાહ જોતી ગુપચુપ ઉભી રહી. હરીભાઇની આંખ ગુસ્સાથી ઉશ્કેરાયલી લાગતી હતી. એ કાંઈ બોલવાનું ગોઠવતો હોય તેમ લાગ્યું; પણ ઘણી વાર સુધી મુંગો રહ્યો. થોડીવાર સુધી આમતેમ ઉભો રહ્યો. પછી વળી પાછો એ આંટા મારવા લાગ્યો. ફરીથી પાછો પાટલી પર બેઠો, ને લાકડીવતી જમીન પર લીટી દોરવા મંડયો. ચંચળ શાંતિથી જોયા કરતી હતી. આખરે હરીભાઈ શાન્ત દેખાવાનો પ્રયત્ન કરી બોલ્યો:

'ચંચળ! હું વચનથી બંધાઇ ચુકયો છું. મ્હેં કહ્યું હતું કે ત્હારી મરજી હશે ત્યાં હું તને પરણાવીશ અને ફરીથી કહું છું કે જોરજુલમથી ત્હને બીજે કયાંય નહીં પરણાવું; પણ હમણાં તો મ્હારૂં મન માનતું નથી. પહેલાં તો એ પુંજીઆને એનું થેપાડું, કેડીયું, ફાળીયું, બધું બદલીને, એને કહીએ કે, અસ્તરીબંધ અંગરખું, લાલ કસુંબલ પાઘડી ને ચાર આંગળ રેશમી કોરનું ધોતીયું ચારે છેડે પહેરીને, બચ્ચાને કહીએ, મારા સામા આવો. પછી વાત કરો. ગામમાં ઘર નથી ને સીમમાં ખેતર નથી. મ્હારો હજો ભીખ માગીને ખાતો'તો, આ જોઈતાને ત્યાં ગધેડાં હાંકી હાંકીને મરી જાત. ત્યાંથી મ્હેં વળી ઘરમાં ઘાલ્યો. એને કહીએ કે, ચાલ! કંઇ પાણી દેખાડ! આપબળે બે પૈસા કમાઇ, ઘર ચલાવવા જેટલું એકઠું કર. પહ્લું તો મ્હારે નથી જોઇતું; પણ એના પેટનું તો ઠેકાણું નથી ને પછી એ પેટ ક્યાથી ભરશે? ત્હારી અક્કલની પણ આજ પરીક્ષા થઇ. શું મુરતીઓ શોધી કહાડયો છે! વાહ! ત્હને બીજું કોઈ ના જડયું?'

ચંચળ નીચું જોઇ રહી. મનમાં વિચારવા લાગી કે, "બાપાની આટલી બધી મિલ્કત છે ને પુંજીઓ નહીં કમાય તો શું છે? મ્હોડે બંધાઇ

ગયા છેઃ એકલે ચોકખી ના નથી કહેવાતી, પણ મનમાં કેટલી બધી રીસ છે ? ”

“ બાપા...” ચંચળ બોલવા જતી હતી, એટલામાં હરીભાઇએ અટકાવીઃ ‘ ચૂપ ચબાવલી ? બહુ ન બોલ. મ્હારે ફાવશે ત્યાં પરણાવીશ. એ વાતમાં આજ પછી ત્યારે ડહાપણ ના કરવું. ’

ચંચળ રડવા લાગી.

હરિભાઇઃ ‘ મ્હારી પાસેથી ચાલી જા. રડીને ઓશીયાળા ન કર. તું નાદાન છું, પણ મ્હેં મ્હારાં વર્ષ પાણીમાં નથી નાખ્યાં તો ? એનામાં કંઇક પરાક્રમ દેખીશું તો વિચાર કરીશું. તું ચ્હડ્યું ચ્હડ્યું બોલતાં સમજી છું, મ્હને હજી બરાબર ઓળખતી નથી ‘ પુંજીઆ જોડે નહી પરણાવો તો જીભ કરડીને મરીશ’ બોલતાં જ આવડ્યું છે ? જા ? મર ! મ્હારા ઘરમાંથી નીકળ ! તું ને એ જાવ; ને પેલી એની ભીખારણ કાકીને ઘેર રહેજો. તું યે એની સાથે માગી ખાવા જજે ! ’ છેલ્લું વાક્ય બોલતાં હરીભાઈએ જોરથી પોતાની લાકડી જમીન પર પછાડી.

ચંચળ ડુસકે ડુસકાં ભરીને રોવા લાગી, ને રડતી રડતી બીજા ઘરમાં જતી રહી. થોડીવારમાં હરીભાઈ પણ બ્હાર ગયો, ને એને રડતી રહેવા દઇને, રોજની માફક મનાવ્યા વગર જાણે જોઇ જ ના હોય એમ ચાલતો થયો.

ચોકડામાંથી પુંજીઓ લાકડાં ચીરી, ભારી બાંધી, માથે મૂકીને ઘર તરફ આવતો હતો. તે હરીભાઇને સામો મળ્યો. ‘ પુંજીઆ ’ શેઠ બોલ્યાઃ ‘ હમણાંને હમણાં ભારો નાંખીને મ્હારી પાછળ આવ.’ હરીભાઈ પાછા ફરીને ચંચળ રડતી હતી તે પોતે જાણે જોઇજ નથી, એમ કરી પોતાના ખંડમાં ગયા.

પુંજીઓ ભારી નાખીને શેઠ પાસે જવા લાગ્યો. જતાં ચંચળને રડતી જોઇ ઉભો રહ્યો ને એને રડવાનું કારણ પુછવા લાગ્યો. એક-દમ હરીભાઇએ બારણા બ્હાર ડોકીયું કરી ઝાંસો કરીને કહ્યુંઃ

"પુંજીઆ ! આમનો મર."

પુંજીઓ અંદર ગયો. હરીભાઈ ખુબ ગુસ્સે થએલો હતો. પણ જરા ગમ ખાઈ ગયો. ધીમેથી પુંજીઆને કહેવા લાગ્યો:

"પુંજીઆ, મારે ત્હને રાખવો નથી. તું આ ત્હારો અઢી મહીનાનો પગાર બાકી છે તે ચુકતે લઈ લે, ને હમણાં ને હમણાં મ્હારા ઘરમાંથી નીકળ." પુંજીઓ ગભરાયો, ધીમેથી બોલ્યો, "બાપા ! મ્હારો શો વાંક થયો છે એ તો કહો ? આમ ક્હાડી મૂકશો તો હું ક્યાં જઈશ ? મ્હારે નથી કોઈ સગું કે વ્હાલું."

"તે હું શું કરૂં ? સગું કે વ્હાલું ના હોય એવા બધા લોકોને હું ઘરમાં રાખું ?" હરીભાઈ બોલ્યા, "માબાપ કે સગુંવ્હાલું ના હોય તો તારા કાકાની માફક તું યે પોલીસમાં નોકરીએ જા. નહીં તો પંચમહાલમાં ભીલપલટણમાં માણસોની ભરતી થાય છે એમાં જા. ત્હારા જેવાનું મ્હારે કામ નથી."

"પલટણ ક્યાં ? પોલીસની નોકરી શી ? શેઠ ત્હમે શું બોલો છો ? હું તો ક્યાંએ નથી જતો." પુંજીઆએ ઠંડે પેટે જવાબ આપ્યો.

"ત્યારે વેપારમાં જા, કંઈ ધંધો કર. ધંધામાં ફાવીશ તો તાલેવાન થઈશ. પછી ઘોડીઓડી લે, વરરાજાનો જામો શીવડાવવા જેટલા તો પૈસા જોઈશું ને ? કંઈ આ કેડીયું ને થેપાડું પહેરીને વરઘોડો કડાશે ? અલ્યા, હિમ્મત તો ખરી ચલાવી. બેટમજી, ખાધું તેનું ખોદ્યું ?" હરીભાઈનો પિત્તો ઉછળી આવ્યો. પુંજીઓ હવે ચમક્યો ને હરીભાઈનું ગુસ્સે થવાનું કારણ સમજીને નીચું જોઈ છાનોમાનો બેસી રહ્યો.

"જો તો ખરો, તારી સીકલ !" હરીભાઈ ચલાવ્યે ગયો, "કુપાત્રે દાન થયું. હું જ મૂર્ખો, તે વિચાર કર્યા વગર તને મ્હેં ઘરમાં ઘાલ્યો. એ છોકરી ઉંડા ધરામાં પડે એવી છે. અલ્યા ! એ તો નાદાન છે. એ તો ન સમજે પણ તું મોટો પાડા જેવો થઈને એ

છોકરીને ચ્હડાવવા ગયો ? જા, મ્હને તારૂં મ્હોં ન બતાવીશ. અહીંથી નીકળ–ઉઠ." હરીભાઇ હાથ ઉગામવા જતો હતો, એટલામાં પુંજીઓ ત્યાંથી નીચું જોઇને હીંડતો થયો.

ચંચળ બારણા પાછળ ઉભી રહી હતી, ને એણે બધી વાત સાંભળી હતી–પુંજીઓ બહાર નીકળ્યો એની સાથે એ કાંઈ વાત કરવા જતી હતી, એટલામાં હરીભાઈએ મોટો ઘાંટો કાઢ્યો.

"ચંચળી ? ખબરદાર, જો એની જોડે એક અક્ષરે બોલી તો ! આમ આવ. ત્હારી યે વલે કરૂં છું."

ચંચળ રડતી રડતી ભીંત આગળ જતી રહી. ડુસકાં ભરતી ભરતી બોલી, "બાપા ! બાપા ! આમ શું કરો છો ? અમને શું કામ નાહક રીબાવો છો ?"

"અમને એટલે કોને ?" હરીભાઈએ પૂછ્યું: "ઠીક છે હું છું, બીજો બાપ હોત તો ખબર પડત."

"જો સાંભળ, તને કહું છું ને પુંજીઆને પણ કહ્યું છે કે એ છુટો થઈને કંઈ ધંધો ધાપો કરશે, કંઈ પૈસો એકઠો કરશે; મ્હારો માંડવો શોભે એવી સારી જાન લાવે એવો થશે, તો તો કંઇએ આશા છે. નહીં તો નથી. કુળ નથી, પૈસો નથી, ભણ્યો નથી, ને શું જોઈને એને હું દીકરી દઉં ? છોકરમતે ચ્હડીને મ્હારે ગંધેડે નથી બેસવું તો ?"



પોતાનાં બે ચાર લુગડાની બચકી ખભે ભરાવીને પુંજીઓ પોતાની કાકીને ઘેર આવ્યો. કાકીએ બધી હકીકત પુંજીઆને પૂછી. પૂરેપૂરી વાત જાણ્યા પછી એની કાકીએ પહેલાં તો હરીભાઈને તથા ચંચળને પુષ્કળ ગાળો ચોપડી. પછી વળી પુંજીઆને મ્હેણાં માર્યાં. એનું ભલું કરનાર શેઠને ત્યાં નહીં રહેવાને માટે એનો વાંક કાઢીને એને વઢી અને છેવટે પોતાની ગરીબાઈ તથા નિરાધારપણા માટે રોદણાં રડવા લાગી.

કાકીનો કકળાટ નહિ સેહેવાયાથી કંટાળીને આખરે પુંજીઓ ઝુંપડી બહાર નીકળ્યો અને શું કરવું તથા ક્યાં જવું તેના વિચારમાં આમ તેમ રખડવા લાગ્યો. ફરતો ફરતો તળાવ ઉપર ગયો ને મ્હોટા વડને અઢેલીને ટેકરી પર ઉભો. સૂર્યનાં કિરણો પાણી ઉપર ચમકતાં હતાં. પાણી દેખી પુંજીઆને વિચાર આવ્યો, “ તળાવમાં પડીને ડુબી મરીશ. હવે જીવીને શું કરવું છે ? મ્હારા અભાગીઆના નસીબમાં સુખ લખ્યું નથી ને કદી સુખનો દી’ આવવાનો નથી. હજી તો જુવાન છું ને આખો અવતાર દુઃખ વેઠવાનું છે. રીબાયા કરતાં એકદમ પાર આવે એજ સારૂં છે.” કુવા ઉપર એક બાઇ પાણી ભરતી હતી, ને તળાવમાં એક છોકરો ભેંસને પાણી પાવા જતો હતો, જેથી જોઇએ એવું એકાંત એ જગાએ નહીં લાગવાથી પુંજીઓ ત્યાંથી પાળે પાળે મહાદેવનું મંદીર છે, એની પાછળ ગયો; ને ત્યાં થોડીવાર ઉભો રહી ચારે તરફ નજર કરતાં કોઈ જોવામાં નહીં આવતાં, ધીમે ધીમે તળાવમાં ઉતર્યો. ડુબવાનો વિચાર મક્કમ હતો. ભુસકો મારીને અંદર પડે તો કોઇનું ધ્યાન ખેંચાય; માટે ધીમે ધીમે પાણીમાં જઇ એકદમ ડુબકી ખાવાનો નિશ્ચય કરી તળાવમાં આગળ ને આગળ વધ્યો. ગળા સુધી પાણીમાં ગયો કે તુરત કોઇએ પાછળથી એની ચોટલી ઝાલીને પાછો ખેંચ્યો. પાછો ફરીને જુએ છે

તો પુંછ્યાએ, એક ઠીંગણો, મજબુત બાંધાનો, ફક્કડ આદમી દીઠો. સફાકબિંધ ધોતીઆનો કચ્છ માર્યો છે, મલમલનું પહેરણ પેહેરેલું છે, અને રૂપાનાં બટન છે. આંખમાં સુરમો આંજ્યો છે અને થોભીઆ અને મોટી મૂછો છે. ગળામાં સોનાનો દોરો છે. પુંછ્યાએ એને તુરત ઓળખ્યો. એ **મંગળપ્રસાદ મહારાજ હતો.** બાર મહિનાથી ગામના લોકે એને મહાદેવમાં રાખ્યો હતો, અને મહાદેવનો પુજારી મરી ગયા પછી, એ મંગળપ્રસાદ મહારાજ, મહાદેવમાં રહેતો અને પુજા કરતો.

એ મંગળપ્રસાદ ભૈયો અસલ અયોધ્યાનો હતો. ૨૨–૨૩ વર્ષનો હતો ત્યારથી એ એના કાકા સાથે ગુજરાતમાં આવ્યો હતો. કેટલોક વખત શેઠીઆઓને ત્યાં નોકરી કરી પાછળથી અમદાવાદની સીવીલ ઇસ્પીતાલમાં રહ્યો હતો. નરોડાના મુખી, મીઠાભાઈ, દવા સારૂ ઇસ્પીતાલમાં જતા, તે વખતે મંગળપ્રસાદે એમની બરદાસ ચાકરી સારી કરવાથી, ગામના મહાદેવમાં સારા બંદોબસ્ત સારૂ એક ભઇઆની જરૂર લાગવાથી મુખીએ એને સરકારી નોકરીમાંથી પેન્શન લેવરાવી મહાદેવના મંદિરમાં રખાવ્યો હતો. મહાદેવનો પુજારી ઓઘાભટ્ટ ઘરડો હતો. એ બહુ ભલો આદમી હતો ને આખા ગામનું કામકાજ કરતો. એ મરી ગયો ત્યારે એનો છોકરો ૭ સાત વર્ષનો હતો. તે મ્હોટો થાય ત્યાં સુધી મહાદેવની પુજા વિગેરે તથા મંદીરની સંભાળ માટે એક સારા માણસની જરૂર હતી. ત્રણ ચાર વર્ષથી મંગળ ભઇઓ ત્યાં આવ્યો હતો, ને લોકોમાં ભળી ગયો હતો. ગામના બધા લોકોને એ ઓળખતો, ને બહુ વાતોડીઓ હોવાથી સ્ત્રીઓ, છોકરાં તથા ઘરડાં જુવાન બધાંની સુખદુઃખની વાતો એ જાણતો ને તે લોકોને પ્રસંગોપાત કહી સંભળાવતો. લહેર આવે ત્યારે ઢોલકી લઇ ગીતો ગાવા બેસી જતો. એનો ઘાંટો બેસૂરો હતો, છતાં એને પોતાને બેસૂરો લાગતો ન્હોતો.

થોભીયાવાળો એનો ચ્હેરો કંઇ બહુ આકર્ષક ન્હોતો, પણ ઉલટો કોઈવાર બીહામણો લાગતો. તેના મ્હોટા ડોળા ચારે તરફ

ફરતા રેહેતા, ત્યારે એ મ્હોટા થોથરબીલાડા જેવો લાગતો. ગણપતરામ પુરાણી, મહાદેવમાં ચોમાસાના ચારે મહિના પુરાણની કથા કરતા. એમનો અભિપ્રાય મંગળ ભૈયા માટે સારો ન્હોતો. એ કેહેતા કે ભૈયો બડા ઉસ્તાદ છે, પાકી માયા છે, ને ભલભલાની ચોટલી મંતરી લે એવી બુદ્ધી છે.

. પુંજીઆને ઝોચી પકડી બહાર કાઢ્યા પછી એ બોલ્યોઃ "બેવકુફ ! કહાં જાતા થા ?"

પુંજીઓ ભાનમાં આવ્યો પણ કંઇ જવાબ વાળ્યો નહીં. મંગળ એના સામો ઉભો રહીને એની આંખોમાં તાકી તાકીને જોવા લાગ્યો. "ઉલ્લુ! મેરી સાથ ચલ. મંદિરમેં જરા બેઠ. ઓર થોડીસી ભાંગ પી લે. દેખ ઉસકી મઝા ! તબિયત બ્હાલ હો જાયગી. ચકાચક!" ભૈયો બોલ્યો.

રસ્તામાં પોતાનું 'પેટન્ટ' ગુજરાતી ચલાવ્યું કેઃ—"લોક કહે છે, મંગળ ભૈયા અચ્છા આદમી નથી. પુંજીઆ ! તને હું દેખાઉં કે મેં કેવો આદમી છે. ગુજરાત સબ ગાંડી હો ગઇ છે. મેહેને તો બ્હોંતસેં લોગને કેવો કેવો મદદ કર્યો છે."

એ પ્રમાણે વાતો કરતા બન્ને મહાદેવમાં પેઠા. મંગળે એને પાણી પાયું, મ્હોં ધોવડાવ્યું ને પછી ભાંગ કાઢી પોતે પીધી ને એને પાઇ. પાન સોપારી ખાધા પછી મહાદેવની પાછળ ઓટલા ઉપર એકાંતમાં બેઠા. ભૈયાએ ધીમેથી પૂછ્યું "ભાઇ, બોલ, એસા બડા ક્યા આફત થા કે તુમ બુડનેકુ ચલા થા ? મ્હને તુમ આપના ભાઇ સમજ લો. ઓર સબ બાત બોલો."

પુંજીઆએ ભૈયાને બધી વાત વાત કહી.

"ઠીક; બાત તો એજ છે ના ? ઇસમે ગભરાઇશ નહીં. આ હરીભાઈ સાથે આપડે કોઈ દીન બોલ્યો નથી. લેકીન સુણ્યો છે

બોત. બડા સખત આદમી ! બાતમેં સાર એ છે જે એણે તને વચન દીઓ છે. ઔર બચનસેં જે વાત એ બોલ્યો તે ફરશે નહીં, એ તો અમારા ખાત્રી છે. તું જબ અસ્તરીબંધ અંખરખો, લાલ કસુંબલ પાઘડી ઔર રેશમી કોરનું ધોતિયું પેરીને જશે તો એ જરૂર હા પાડવાનો." ભૈયાએ કહ્યું.

"હા, ને વળી ઘોડી તથા એમનું ઘર શોભે એવી જાન એ બધું ક્યાંથી લાવવાનો ?" પુંજીઆએ નિરાશાથી કહ્યું: "હું તદ્દન ગરીબ તો છું જ, ને એમાં વળી તદ્દન નિરાધાર! સગાવ્હાલાંમાં કે જેમાં ગણો તેમાં એક કાકી. એની હાલત ભૈયાજી તમે જાણો છો. હરીભાઇએ જે બધી શરતો કરી છે તે જાણી જોઇને કરી છે. મ્હારી મશ્કરી કરીને ઉડાવવા! આપણે રહ્યા ગરીબ એટલે એ પૈસાવાળા લોક આપણી હાંસી કરે. બીજું શું ? એમની ખાત્રી છે કે, એ બધી ચીજો કદી હું લાવી શકવાનો નથી, તેથી એમણે કહ્યું છે કે, આપણે ધાન ખાઇએ છીએ તે એટલું તો સમજીયે ને ?"

"સગાવહાલાં નથી તો શું છે ?" ભૈયાએ કહ્યું, "જબ પુંજીઆ ! તારી પાસ પૈસો આયો, કે સગાંવ્હાલાં ભાઈ બ્હેન એ તો સબ બ્હોતબી મીલસે. જબ લછમીબાઈ આઈ કે સાથ સાથ મિત્ર, કલત્ર, સગાં, સહોદર, સબ પરિવાર આયો જાણ! શું ગભડાય છે ?"

"ખરૂં; પણ પૈસો હોય તો ને ! ઓ દિન કહાં કે મીયાં કે પાઉંમેં જુતી ! હું નસીબનો એવો અવળો છું કે આખી જીંદગીમાં તો પૈસો દીઠો નથી." પુંજીઆએ જવાબ દીધો.

ભૈયાએ ચલાવ્યું, "સચ્ચ, લેકીન ગરીબાઈકા કોઇ બડા દુ:ખી બખ્તમેં, અપનકા કલ્યાન કરવા, સખારૂપે, ભગવાન કોઈ મનુષ્યકો ભેજ દેતા હે ! ઔર ઉનકે દ્વારા, ઐસા ઉપદેશ હો જાતા હે, કિ ઉસસે સુખ હો જાતા હૈ. તુમારા અબી એ હાલ હય. તુમ

સુજકો યે સખા માન લો. સુનો.” ભૈયાએ પોતાનો અવાજ ધીમો કરી દીધો ને આસપાસ નજર કરી જોઇને કાનમાં વાત કરતો હોય એવી રીતે બોલ્યો:

“આપણી ધર્મશાલામેં અભી એક વહેપારી આયા હય. બોત કરકે ઇનોને અમદાવાદસે માલ લીયો. ઓર પ્રાંતીજ જાનેવાલા. બોત જાતકા કાપડ ઉસકી ગડડીયાંમેંસે મીલસે. તારો અંગરખો રેશમી કોરની ધોતી, લાલ કસુંબલ પાઘડી, કસબી દુપટ્ટા ઓર જો કુછ ચઇએ, સબ ઇસિકી પાસસે નીકલેગા. કલ બડી ફજરમેં ઓ, અહીંથી નીકલનેકા હય. પઇસાબી ઉસકી પાસ જરૂર હોગા, માટે તું, મેં શીખાઉં, ઇસિ માફક કામ કર.

“ધર્મશાલાસે નીકલે કે તરત આપણા તલાવને કિનારે કિનારે એનું ગાડું જાશે. દેખ પેલા કોઠીના ઝાડ પાસે તું ખડા રહેજે. ઓર મ્હેં દેઉંગા યે કડીયોવાલા ધોકા. તીન બજેસે ઉઠના. આ લોક ચાર બજે વગર નહીં જાયગા. ઉઠકે ઓ ઝાડીમેં ભરાઇ બેસજે. ગાડાં આવે કે ઝડપસે દોડકે એ વેપારીના માથામાં, આ ધોકો લગાવજે અને પછી ગાડાવાલાને, ઓર એની સાથે બીજા એક આદમી હોશે એને બી ઝડપસેં એઇ ધોકા સીર પર જોરસે લગાના. કુછ ડેરી મત કરના. જો બંઘ ગયા તો દુસરા આદમી ભાગ જાયગા.

“પીછેસે જો કછુ તેરે જોઇએ વો સબ ગાડામેંસે નીકાલી લેજે. પૈસા બી શોધી લેજે. બનીયા લોક કમ્મર પર બાંસલી રખે છે એ જોઈ તપાસીને છોડી લેજે. બધું લઇશ ના. આપણુને ફક્ત જોઇએ તેટલું જ લેવું. પૈસા ને લુગડાંમાંથી સારાં સારાં લુગડાં. બીજાું ભીતર રહેવા દેજે. માલ લેકર, એ સબ મુડદે, ગાડામેં ડાલકે, ગાડાંકા ઉંધા કરકે, તલાવમેં છોડ દેના, બેલોંકો ભી તલાવમેં છોડ દેના. ઓ જગા પર પાણી બી દો તીન મથોડાં. બડી મઝા હૈ. બસ; ઇતના કરકે મહાદેવમેં ચલા આના. ફીર પોલીસ લોક તપાસ કરવા જાસે. બળદ, ગાડું, સરસામાન, માણસો, બધું તલાવમાં પડેલું જોસે એટલે અકસ્માત

સમજીને કોઇના પર શક બક કશુ નહી લાવશે. એ લોક કેટલો સામાન હતો ને કેટલો સામાન નીકાલ દીઓ એ કંઇ જાણવા ગીયા છે? એ લોક નિશ્ચયથી એમજ માનશે કે બળદ ભડકવાથી અંધારામાં તલાવ તરફ દોડ્યા, ગાડું ઉંધું પડ્યું ને અકસ્માતથી સરસામાન સાથે વેપારી તળાવમાં ડુબી મૂઆ."

પુંજીઓ તો આ બધું મુંગો મુંગો સાંભળતો હતો તે દિગમૂઢજ થઇ ગયો. ધીમેથી તે બોલ્યોઃ "ભૈયાજી? પણ લોકો મ્હને પુછે કે આ બધું ક્યાંથી લાવ્યો ત્યારે મારે શું કહેવું? બધું ગામ જાણે છે કે મ્હારી સ્થિતિ કેવી છે?"

મંગળ હસ્યો. "તું કહેજે કે મંગલ ભૈયા પાસેથી ઉછીના લાયો. મ્હારો નામ લેજે."

હવે પુંજીઓ ભાનમાં આવ્યો હતો. તે બોલ્યોઃ "ભાઈ! એ મ્હારાથી નહીં બને. નિર્દોષ માણસોનાં ખૂન કરવાં એ મ્હારૂં કામ નહીં. એવું અઘોર પાપ કોઇથીએ શી રીતે થઈ શકતું હશે તે હું સમજી શકતો નથી. ઇશ્વર એની સજા કર્યા વગર પણ રહે નહીં."

"જાઓ તો હો રહ્યા! હરીભાઈની દીકરી ત્યારે આપની બહુ થાય, એ આશા આકાશ કુસુમવત્ સમજના. તું બડો સાધુ જણાય છે. આવા સાધુ મહાત્માને તો પીછે લગનકા ઓર અસ્તરીબંધ અંગરખા, પઘડી એ સબ ચીજોકા બીચાર બી કાયકુ કરના? તુમ તો માળા લ્યો, પુંજીઆજી! ઓર પરમાત્માકા ધ્યાન ધરો! કોઈ અખાડામાં દાખલ હો જાવ ઓર પીછે હઠયોગ કરના. એ ક્ષુદ્ર સંસાર પર વિરાગ રખો. એઈ તુમારા કામ." ભૈયો કરડાકીમાં બોલ્યો; વળી જરા ઠંડો થઇને બોલ્યો, "લેકીન તુમ્હારે જો સંસારમેં રહેવો હોય તો બાત અલગ છે. સંસારમેં સુખી થવું હોય તો પાપથી ડરના નહીં. પાપ કરનેમેં એક બાતકા બરાબર ધ્યાન રખના ચૈયે. કભી પકડાના નહીં. જો પકડાયા તો કાલા પાની કે

ફાંસીકી સજા હોતા હૈ. તો પાપ કરના તો બડી યુક્તિસેં કરના, પકડાય નહીં ઇસ તરાંસે કરના."

પુંજીઓ નિસાસો નાખીને બોલ્યો, "કાળા પાણી કે ફાંસીના કરતાંયે પરમેશ્વરની શિક્ષા વધારે આકરી હોય છે."

ભૈયો હસતાં હસતાં બોલ્યો, "ભાઈ! એ પરમેશ્વર તુંને કદી દેખ્યા છે?"

"મ્હેં કદી દેખ્યા નથી, પણ હું જાણું છું" પુંજીઆએ જવાબ આપ્યો, "કથાઓમાં અમારા ગણપતરામ મહારાજ ઘણી વખત કહે છે કે ઇશ્વર બધું જાણી જાય છે. એના આગળ કશું છાનું રહેતું નથી અને દરેક દરેક પાપની એ આપણને સજા કરે છે."

"અરે મૂર્ખ! જો દરેક આદમી એઈ માફક ઇશ્વરની સજાઓના વિચાર કર્યા કરે તો રસ્તે રસ્તે ભીખારી થઇને ભીખ માંગવી પડે ભીખ. ઓર આપબલસે દોલતવાન થવાના કુછ પ્રયત્ન બી ના કર શકે. ઉલ્લુ! તુમ એઇ સમજતા હે કે એ સબ લોક પ્રમાણિક પ્રયત્નસેં ધનવાન હો રહા હે! સિવાય પાપ, દોલતવાન કોન હો સકતા હે ઓ મ્હેં નહીં જાનતા. બાત બી ધનવાન લોક એ બડાઈ કરતા હે કી હમને સીધી તરહસે ધન પ્રાપ્ત કીયા, લેકીન ઉસકા ઉલ્લુ સિવાય દુસરા તો કોઇ નહી માનતા. સબ સમઝદાર આદમી એ બાત જાનતા હે, કભી કોઈ આદમીકા દોલત મીલ જાય તો નક્કી સમઝના કે એઈ આદમીને કીતનેઈ લોગકા ઘર ઘર ભીખ મંગવાઈ હોગી. ઔર કિસ્સેબી બુરા કીયા હોગા. કોઈ કોઈ આદમીઓને ભીખસે બી જાદે, આપઘાત કરવાયેં હોગે. તારે જો પોતાને સુખ જોઇતું હોવે તો પાપ કરતાં ડરો મત. જીસ્સે ફાયદા હોવે ઓ બાત કુછ બી હોવે કર લો." ભૈયાએ લાંબુ અસરકારક ભાષણ કર્યું.

"લોક કહે છે કે પાપ વહેલું મોડું પકડાયા વગર રહેતું નથી. ને પછી પકડાયો તો મ્હારી શી વલે?" પુંજીઆએ પૂછ્યું.

ભૈયાએ ઝડપથી જવાબ આપ્યો, "તુમ એસી યુક્તિપ્રયુક્તિ લડાવ કે કોઈ શોધી જ નહીં શકે. મ્હેં કહું છું એસો કર. સુણ."

પુંજીઓ કંઈ પણ બોલ્યા વગર સાંભળવા લાગ્યો. એણે વિચાર કર્યો કે 'મ્હારે એ રસ્તે જવું નથી, પણ સાંભળવામાં શું જાય છે? એ શું કહે છે તે સાંભળીએ તો ખરા!'

"દેખ પેલા ઝાડ નીચે ચુપચાપ ભરાઈ બેસજે. આ બજરંગનો ગાંઠવાલો ધોકો સાથે રાખજે, ડોકીયાંબોકીયાં કરતો ના. કુછ બોલના નહીં ઓર ધીમેસે રસ્તા દેખના. ઓ બનીયા બડી ફ્ઝરમેં નીકલશે. કોઈનો સાથબાથ છે નહી. આ એનું ગાડું આવે કે ઝડપસે ખડા થાજે ને સીધા તાલકા પર જ ઠોકીને શીર તોડી નાખજે."

પુંજીઓ મુંગો રહ્યો. કંઈ પણ બોલી શક્યો નહીં. એણે ભૈયાનો ધોકો લીધો ને છાનોમાનો મહાદેવના ઓટલા પર સૂતો. ભૈયો ત્યાંથી રોટી પકાવવા ગયો. બાજરીના રોટલા ને દાળ પકાવીને જમ્યો ને પુંજીઆને પણ ખવડાવ્યું. થોડીવાર આડાઅવળા ગપાટા મારીને બન્ને સૂઈ ગયા. ભૈયાએ એને કહ્યું, 'હું બરાબર તને ત્રણ વાગે જગાડીશ. બરાબર ત્રણ વાગ્યાને સુમારે ભૈયાએ પુંજીઆને જગાડ્યો. પુંજીઓ ધીમે પગલે નક્કી કરેલા ઝાડ નીચે જઈને બેઠો. તારા ઝગઝગાટ થઈ રહ્યા હતા. સર્વત્ર ગાઢ શાન્તિ વ્યાપી રહી હતી. તારા ને ભૂરા વાદળનો પડછાયો સ્થિર તળાવમાં પડતો હતો. પુંજીઆને કંઈક બ્હીક લાગવા માંડી. પરમેશ્વરની બ્હીક લાગી. પણ તરતજ મંગળ ભૈયો સાંભર્યો ને હિમ્મત આવી. **અંતરાત્માનો અવાજ પાપ કર્યા પછી જેવો સ્પષ્ટ થાય છે તેવો પહેલાં હોતો નથી. નહીં તો દુનિયામાં આટલાં પાપ ના થાત.**

પુંજીએ હવે શું કરવું એનો વિચાર છોડી જે કામ પોતે માથે લીધું હતું તે સંપૂર્ણ રીતે કેમ પાર પાડવું એનો જ વિચાર કરવા માંડ્યો. બહુ વાર એને ખોટી થવું પડયું નહીં. પહેલો જ

કુકડો બોલ્યો, એટલામાં ગાડું આવતું સંભળાયું ને થોડીવારમાં પાસે આવી પહોંચ્યું. બરાબર ભાંગેલી પાળ આગળ ગાડું આવતાં પુંજીઓ ઉઠ્યો. ઝડપથી જઈને ગાડીતને માથામાં કડીવાળો ધોકો જોરથી લગાવ્યો. પછીથી વાણીયાને પણ એ જ માફક માર્યો. આ બધું એક આંખના પલકારામાં બની ગયું. વાણીયાથી કીકીયારી પડાઈ ગઈ, પણ એટલામાં પુંજીઆએ બીજો ફટકો લગાવ્યો ને એને ચૂપ કર્યો.

પુંજીઓ હવે એનાં પોટલાં ફેરવવાનું કરતો હતો એટલામાં જાણે જમીનમાંથી નીકળી આવ્યો હોય એમ મંગળ ત્યાં હાજર થયો. પુંજીઓ એને આમ અચાનક આવેલો જોઇને નવાઈ પામ્યો. તે કેવી રીતે આવ્યો એમ પૂછવાનું કરતો હતો એટલામાં મંગળે મડદાં તપાસ્યાં. ગાડીતમાં હજી જીવ છે એમ લાગવાથી પૂંજીઆને એણે ગાડીતને પુરો કરવાની ઇશારત કરી. પુંજીઆએ એને પુરો કર્યો. મંગળે પોટલાં ફેંદીને તરત એક પોટલી શોધી લીધી ને તે વેપારીની કેડેથી વાંસળી છોડી લીધી ને પુંજીઆને કહેવા લાગ્યો, 'લ્યો એ રહ્યા. ગે લ્યો. ઓર દુસરા સબ ચીજ બ્હાર ફેંકો. જબ પોલીસ આકે એ સબ અસબાબ છુટાછવાયા મુડદેકી સાથ દેખેગી તો ઓ માન લેગી કે ચોરી ફોરી થયા નથી. કછુ વહેમ ઓર શંકા ગે લોકકે મનમેં નહીં રહેગી."

તરત એ બન્નેએ મળીને ગાડું ઉંચકીને તળાવમાં ઉંધું વાળ્યું. સામાન, મડદાં બળદ બધું તળાવમાં નાંખી દીધું ને ધાર્યું કામ નિર્વિઘ્ને પૂરૂં થયું.

પૈસાની વાંસળી પોટલામાં બાંધી ઝડપથી બન્ને મહાદેવમાં જતા રહ્યા. અંદર જઇને વાંસળીમાંથી રૂપિઆ કહાડીને ગણ્યા તો ૮૦૦ રૂપિઆ નીકળ્યા. બધું ઠેકાણે મુકીને પાછા કંઇ બન્યું ના હોય એમ સુઈ ગયા. આ બધું કામ અડધા કલાકની અંદર થઈ ગયું.

---

સવારમાં જતાઆવતા લોકોએ બળદ, ગાડું ને માણસોને તળાવમાં પડેલાં જોયાં. સરસામાન બ્હાર છુટોછવાયો પડેલો ને કેટલોક તળાવમાં પડેલો જોઈ પોલીસને ખબર આપી. પોલીસની તપાસ થઇ તેમાં પંચકયાસ થતાં લખવામાં આવ્યું તેનો સાર એ કે સરસામાન મરેલાં માણસોની આસપાસ પડેલો છે, માથું ઉત્તરમાં છે. પગ દક્ષિણમાં છે, ગજવામાં વાટવો છે ને વાટવામાં કલદાર રૂપિયાનું પરચુરણ છે. માથામાં તળાવની શીલા વાગ્યાના ઘા જણાય છે. જે જગ્યાએ પાળ ભાંગી છે ને ગાડાનો રસ્તો લગભગ પાણીની પાસે થઇને જાય છે, ત્યાં બેદરકારીથી બળદ હાંકતાં બળદ ભડકયા હોય ને ગાડું ઉંધું વળતાં બળદ તથા ગાડીત ને અંદર બેઠેલો શખસ એ બધા તળાવમાં પડી ગયા હોય એમ લાગે છે. ને આ સઘળો બનાવ અકસ્માતનું પરિણામ જણાય છે. વગેરે વગેરે. લાશો દાક્તરી તપાસ માટે અમદાવાદ મોકલવામાં આવી. ત્યાં પંચકયાસ વાંચી મરણોત્તર તપાસમાં ખોપરીનાં હાડકાં તુટી જવાથી બન્નેનાં મરણો થયાં છે એમ રીપોર્ટ કરવામાં આવ્યો. ગામની ભાગોળે જ આ બનાવ બનવાથી લોકોમાં કોઈને પણ ચોરી કે લુંટનો વ્હેમ આવ્યો નહીં. બધા ભાંગેલી પાળ દુરસ્ત કરાવવા તથા બીજા એવા અકસ્માત ના થાય તે માટે ગરનાળુ બંધાવરાવવાના વિચાર કરવા લાગ્યા; બધું ગામ આ બનાવથી ત્રાસી ગયું. થોડા વખતમાં ગામલોકે ટીપ કરીને તથા સરકારમાં અરજી કરીને ત્યાં એક ગરનાળુ બંધાવરાવ્યું.

પુંજીઆએ તથા મંગળે ધીમે ધીમે બધી વાત શાંત થવા દીધી. પછી એક વખત રાત્રે મંગળે પોતાની ઓરડીમાં પુંજીઆને લઈ જઇને વાણીયાના પોટલામાંથી સેનાનો એક તાકો કહાડયો, એમાંથી એક અંગરખા જેટલું લુગડું કાપી આપીને સવારે દરજીને ત્યાં જવા

કહ્યું. પુંજીઆએ એમ કરતાં અંગરખું તો શીવડાવ્યું. પછી ધીમે ધીમે પાઘડી તૈયાર કરાવી. રેશમી કોરનું ધોતીઉં તથા ખેસ એ પણ પોટલીમાંથી કહાડયાં ને પુંજીઓ હરીભાઇએ કહ્યો હતો તેવો ઠાઠ થોડીવારમાં કરી શકયો. લાલ જોડા કરાવ્યા ને એ પ્હેરીને જ્યાં પુંજીઓ હીંડે કે ચું ચું બોલવા લાગ્યા.

મંગળ ગામમાં બધાને કહેવા લાગ્યો કે "પુંજીઆને સારાં લુગડાં વગેરે લેવા જોઇતા પૈસા મ્હેં આપ્યા છે. હજી એને એક ઘોડી લઇ આપવી છે ને એક ગાડું કરવું છે. અમદાવાદની સીમમાં જમીન રાખી છે ને ખેતી કરવા વગેરેની દેખરેખ પુંજીઓ રાખશે. હરીભાઇએ, એ ગરીબ આદમીની મશ્કરી કરી હતી ને એવો જાદુઇ કોરડો લગાવ્યો કે પુંજીઓ બિચારો ગભરાઇ ગયો ને જળ-શય્યા કરવા જતો હતો. હવે એ તાલેવંત આદમીની મશ્કરી મ્હારે કરવી છે ને હું પણ એને એવો બનાવું કે એ પણ જીંદગી સુધી યાદ કરે." એવી મતલબની વાતો મંગળ જે મળે તેને કરતો. જે સાંભળે તે આથી ખુશી થતા. અભિમાની હરીભાઇનું અભિમાન ઉતરે એ જોવા બધા એક પગે થઈ રહ્યા. મંગળે પુંજીઆની કાકી મારફત ગોરને સારી દક્ષણા આપીને હરીભાઇને ત્યાં મોકલાવ્યા. ગોરે પુંજીઆની જાહોજલાલી બાબત હરીભાઈ આગળ વર્ણન કર્યું ને કહ્યું કે, આપે કરેલી શરત પુંજીઓ પૂરી કરી દેખાડશે.

આ બધી ભાંજગડ થતી હતી એટલામાં પુંજીઆએ ચંચળને ગુપ્ત રીતે મળી આવવાનો નિશ્ચય કર્યો. જે સઘળું બન્યું હતું તે ચંચળને તો ખરેખરૂં કહેવું એમ એને લાગ્યું. એનો પ્રેમ ચંચળ પર એટલો બધો હતો કે એને જુઠું કહી ઠગવી એ એને ઠીક ના લાગ્યું.

સંધ્યાકાળનો સમય હતો. રસ્તે અવર જવર ઓછી થઇ ગઈ હતી. પાછલે રસ્તે થઈને પુંજીઓ હરીભાઇના ઘર તરફ ગયો. છીંડેથી

જોતાં ઢોરના વાડામાં ચંચળને એણે ઉભેલી જોઈ. હરીભાઇ ઘરનાં ન્હોતો. જીઆ ડોબાં દોતી હતી ને આસપાસ બીજું કોઈ માણસ જણાતું ન્હોતું. પુંજીઆના ગયા પછી આટલે દહાડે એટલે લગભગ દોઢેક મહિને ચંચળે એને બાવરોબાવરો પોતાની તરફ આવતો જોયો તેથી એ તરત છાનીમાની એના તરફ ગઇ. ઘરની પાછળ મ્હોટું આંબલીનું ઝાડ હતું. એક ચોતરાવાળી પરબડી હતી ને પાસે બીજા ન્હાના ચોતરા પર છાયેલો તુળશીક્યારો હતો. જીબાને દુધ દોતી રહેવા દઈ ચંચળ વાડાને ઝાંપે થઇ આંબલીના ઝાડ પાસે ગઈ એટલે પુંજીઆએ તરતજ ધીમેથી વાત ચલાવી.

"ચંચળ ? ત્હમારા બાપુની શરત પ્રમાણે હવે માગું મોકલી શકીશ."

"હેં ? શી રીતે ?" ચંચળ નવાઈ પામીને જરા બ્હીની. "અંગરખું ને પાઘડી ને ઘોડી ને મ્હોટો વરઘોડો એ બધું ક્યાંથી બનશે ? આપણને રખડાવવા માટે તો એમણે એ યુક્તિ કહાડી છે."

પુંજીઆએ કહ્યું, "ચંચળ ! કોઇને તો વાત કહેવાય એવી નથી, પણ ત્હમને કહીશ. વાત સાંભળ્યા પછી ત્હમે કહેશો એમ કરીશ. ત્હમને ગમે તો લગ્નની હા કહેજો. નહી તો નીચ પાપી ગણીને મ્હને હાંકી કાઢજો."

પછીથી પુંજીઆએ બધી હકીકત વિગતવાર કહી; પોલીસ તપાસનું પરિણામ જે આવ્યું હતું તે પણ કહી સંભળાવ્યું.

ચંચળ ફિક્કી પડી ગઇ. એની પાસેથી જરા આઘી ખસી. ને પોતાનું મ્હોં એ હાથમાં ઘાલી છેટે ઉભી. પુંજીઓ થરથર ધ્રુજવા લાગ્યો. થોડીવાર એ કંઇ બોલ્યાચાલ્યા વગર ધીમેથી ડુસકાં ભરતી સંભળાઇ.

"ચંચળ ! ચંચળ !" છેવટે પુંજીઓ બોલ્યો, "ત્હમે શું એમ સમજો છો કે મ્હેં જે કર્યું છે ત્હેનાથી હું જંપીને બેસું છું ?

દહાડો કે રાત મ્હને ચેન નથી. હુંએ ત્રાસી ગયો છું. પણ શું કરૂં ? હું તળાવમાં ડૂબવા જ ગયો હતો અને પેલા મંગળે મ્હને ઓચી ઝાલીને પાછળથી ખેંચ્યો ના હોત તો ડૂબીએ ગયો હોત. તો શું, ચંચળ, ત્હમને જીવવું ગમત ? મ્હારૂં પાપ અઘોર છે એ હું સમજું છું. મ્હારા જેવા પાપી પર ત્હમને હવે હેત ના આવે એ પણ ખરૂં છે. ચંચળ, બસ ત્હમારી મહેરબાની ના હોય તો એક બોલમાં કહી દો ને હું અહીંથી જતો રહીશ. ને મંગળ, આ વખતે તો જરૂર ના જુએ એવી રીતે તળાવમાં પડીશ. ”

ચંચળે એના સામું જોયું ને નિસાસો નાંખ્યો. ઉંડા વિચારમાં હોય એમ જણાઈ.

“ પુંજીઆ ! આમ જો; મ્હારી બા એક વખત મ્હને વાત કહેતી હતી, કે કોઈએ માણસનું ખૂન કર્યું હોય તો મધ્ય રાત્રે જે જગ્યાએ ખૂન થયેલા માણસને બાળવામાં આવ્યો હોય ત્યાં એકલા સ્મશાનમાં જવું. સ્મશાનમાં એને યમદેવનાં દર્શન થશે. યમદેવ ખૂનીને કેવી સજા કરવામાં આવશે તે કહી સંભળાવે છે ને કયારે સજા કરવામાં આવશે તે પણ કહી સંભળાવે છે. મ્હારી બાને એ વાત કોઈ સાધુએ કરી હતી. ને કોઇ માણસની વાત પણ એણે કહી હતી કે એક આદમી ખૂન કર્યા પછી બીજે દહાડે રાત્રે સ્મશાનમાં ગયો. ત્યાં એણે રૂંઢમાળા પહેરેલા મહાદેવજીને પાડા પર બેઠેલા યમ બન્ને દીઠા હતા. યમે એને કંઇ કહ્યું, પછી એ ખૂબ પસ્તાવો કરવા લાગ્યો ને જીવ્યો ત્યાં સુધી પોતે કરેલાં પાપને માટે રોજ પરમેશ્વરની માફી માગતો. છેવટે પરમેશ્વરે એને ક્ષમા આપી હતી. પુંજીઆ ! તું પણ એવું કર. આજ રાતના જ સ્મશાનમાં જા ને ત્યાં જે બને તે મ્હને કહી જજે. પછી આપણે પાછો વિચાર કરીશું.” ચંચળ બોલી રહી એટલામાં હરીભાઇ ઘરમાં આવ્યા જેવું લાગવાથી ચંચળ, ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ.

---

તેજ દિવસે રાત પડતાં પુંજીઓ સ્મશાન તરફ જવા નીકળ્યો. તળાવની પાળ આગળ જ્યાં ખૂન થયું હતું ત્યાં પહોંચ્યો ત્યારથીજ એને ત્રાસજનક બ્હીક લાગવા માંડી હતી. એનો અંતરદીપ હવે જાગૃત થયો હતો. રસ્તે એને વિચાર આવવા લાગ્યા, કે "પોલીસની તો હવે બ્હીક નથી. અકસ્માતથી મોત થયાના તુમાર આવી ગયા છે. ચોરી કે લૂંટ કે ખૂન કંઇ થયું નથી. ને મ્હારા ઉપર તો કોઇને જરા સરખોયે વ્હેમ નથી, પણ ભગવાનને આપણે કેમ છેતરી શકીએ ? જે જે બન્યું તે બધું ભગવાને તો દેખેલુંજ ને ? એનાથી કંઈ છાનું છે ? મ્હેં જે જે કર્યું તે બધું એણે જોયેલું; માણસ એનાથી કંઈ છાનું ના રાખી શકે. પરમેશ્વર જરૂર મ્હને સજા કરશે."

આખે રસ્તે "ઇશ્વર સજા કરશે" એ વિચાર એના મનમાંથી ખસ્યા નહી. સ્મશાનની પાસે આવતો ગયો તેમ તેમ એને વધારે ભયંકર લાગવા માંડ્યું. રાત અંધારી હતી ને તારા પણ ઘડીવાર દેખાય તો ઘડીવાર વાદળામાં ભરાવા લાગ્યા. ચારે તરફ શમ-શમાકાર હતું. કોઇવાર ફક્ત ઝાડો સ્હેજ પવનથી હાલતાં ત્યારે જાણે માથાં ધુણાવી એક બીજાના કાનમાં કંઈ વાતો કરતાં હોય એમ જણાતું. ભય તો ચારે બાજુએથી એને ખાતો હોય એમ લાગ્યું, તોપણ એણે ચાલ્યા કર્યું. ચાલતાં ચાલતાં આખરે એ સ્મશાનમાં આવી પહોંચ્યો. એક બે હોલવાતી ચિતાઓના ધીમા પડેલા ભડકા દૂરથી જણાયા.

સ્મશાનની ડાબી બાજુને રસ્તે મહાદેવનું મંદિર હતું. એમાંથી બળદોની રાશ ને પરોણી હાથમાં ઝાલી છે અને ગાડીવાન પાછળ ચાલતો પ્રાંતિજનો વેપારી, બરાબર મારતી વખતે જેવા હતા એવા પુંજીઆએ પોતાની તરફ આવતા જોયા. બની એટલી ધીરજ રાખીને એ પીપળાના ઝાડ આગળ ગયો, ને આંખો મીંચીને પીપળાની ઓથે

પલાંઠી વાળીને બેસી ગયો. નીચેની જમીન પણ ઉંડી ઉંડી ઉતરતી હોય તેમ લાગ્યું. "ઓ પ્રભુ! મ્હારા ઉપર દયા કર! દયા કર!" એમ વારંવાર મ્હોટેથી બોલવા લાગ્યો. જરા જંપ વળતાં શ્વાસ ખાઇને બોલ્યો, "અરે! ઓ ભલા આદમીઓ! તમારા આ દુષ્ટ ખૂનીને માફી આપો! ઓ ભાઈ ગાડીત ને શેઠ! તમે અહીંથી જાઓ! મ્હારી ગરીબની દયા લાવો! ઇશ્વર તમારી સદ્ગતિ કરો!"

થોડીવારે આંખ ઉઘાડતાં જુએ છે તો બધું ઝાંખું ઝાંખું દેખાવા લાગ્યું. છાતી ધડક ધડક થતી હતી. પગમાં ઉભા થવાની તાકાત ન્હોતી. શું બને છે તે એ સમજી શક્યો નહીં. મંગળ ભૈયો એની મશ્કરી કરતો હોય તથા એના સામો આવીને ઉભો હોય એવો ભાસ થયો. સામાન ચ્હાડાવેલી નવી ઘોડી, અસ્તરીબંધ અંગરખુ અને કસુંબલ પાઘડી દેખાડી, એ નદીનાં પાણીમાં થઇને સામી ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો. અને તરત જ પુંજીઆને વિચાર આવ્યો કે, શેઠને માર્યો ના હોત, તો એ ઘોડી, અંગરખું ને પાઘડી કયાંથી મળત? ને ચંચળને ફરી મળત કયાંથી?" પાછો વિચાર કરવા લાગ્યો: "જીવતાં સુધી ગરીબ રહ્યો હોત ને જોઈતાને ત્યાં ગધેડાં હાંકી ખાધાં હોત તો શું દુઃખ હતું? **તે દહાડાના જેવું તો આજ સુખ નથી. જે શોકથી અત્યારે હું બેભાન જેવો થઇ ગયો છું ને જે ભયંકર ભણકારા વાગે છે તેના કરતાં ગરીબાઈ બહુ સારી હતી.**" પાછા તરત જ વિચાર ચાલ્યા, "હવે મને પૈસા મળ્યા છે, ને પૈસા પૈસાને વધારશે. લોકો કશું જાણતા નથી ને મ્હારી પાસે કયાંથી પૈસો આવ્યો તે કદી જાણવા પામવાના એ નથી." પણ આ વિચારોને પણ બીજા વિચારોએ આવીને ધકેલી કાઢયા: "માણસો તો ખરૂં જાણવા નહીં પામે, પણ પરમેશ્વર જાણશે ને એ નહીં છોડે."

પુંજીઆએ હવે ત્યાંથી ઉઠવાનું કર્યું, પણ ઉભા જ થવાયું નહીં.

એની આંખો મીંચાઈ ગઈ. ઘડીમાં શરીર ઉપર જાણે ઉની જ્વાળાઓ લાગવા માંડી તો ઘડીમાં ટાઢ ચડવા લાગી. માથું ભારે થવા લાગ્યું ને જાણે ઉંઘ આવતી હોય તેમ થયું. ઉંઘ ઉરાડવાનો બહુએ પ્રયત્ન કરવા લાગ્યો પણ આંખમાંથી ઘેન ખસ્યું નહીં. ફરી બળ કરીને ઉભો થવા લાગ્યો તો જાણે જમીન સાથે એને ખીલીથી કોઇએ ખોસી દીધો ના હોય એમ લાગ્યું! જમીન નીચેથી જાણે કોઇ બોલતું હોય એમ એને લાગ્યું કે, “પ્રભો! તું અમારા આ ખૂનીને જોજે!” એના જવાબમાં બીજો અવાજ કોણ જાણે ક્યાંથી સંભળાયો કે, “ચાલીસ વર્ષ પછી હું એને સજા કરીશ.” પછી બધું ચૂપ થઈ ગયું. પુંજીઆને જરા આરામ લાગ્યો, પણ આંખો ઉઘાડતાં એની નજર પાછી ધીમી પડેલી ચિતાઓના રહ્યાસહ્યા ભડકા પર પડી, ને પાછું ભયંકર લાગવા માંડ્યું. જાણે સ્મશાનની રાખમાંથી પેલાં બે ભૂતો નીકળી આવશે કે શું એમ લાગ્યું.

ઝડપથી જાણે કોઇને બળે, એ જગ્યાએથી એ છૂટ્યો ને મૂઠીઓ વાળી ગામ તરફને રસ્તે નાઠો. કોઇ એનીપાછળ એટલા ધબકારાથી દોડતું હોય કે જાણે પૃથ્વી ધ્રુજતી હોય એમ એને લાગ્યું એ પાછળ દોડનાર મ્હોટાં મ્હોટાં ઝાડ એના ઉપર ફેંકતું હતું. પુંજીઓ પાછળ નજર પણ નાખ્યા વગર એક શ્વાસે દોડતો હતો. પણ આખરે એ છેક થાકી ગયો ને તમ્મર આવવાથી જમીન પર પડ્યો.

થોડીવાર પછી પાછો ઉઠ્યો ને જરા ધીમે ધીમે ગામ તરફ ચાલ્યો. બ્હીકને બદલે હવે એના હૃદયમાં તીવ્ર વેદનાએ પ્રવેશ કર્યો હતો.

થોડીવારે સામેથી કોઈ માણસ આવતું હોય તેમ લાગવાથી એ ધ્યાનથી જોવા લાગ્યો તો મંગળ ભૈયો ઓળખાયો.

“ઇધર ક્યું ભટકતા હે ઉલ્લુ!” મંગળે પૂછ્યું: “એટલી રાતના તું ગયો હતો ક્યાં? દેખ? સચ્ચા નહી કહા તો માર ડાલુંગા સુવ્વર, કહાં રખડતા હે?”

“સમશાન ગયો હતો.”

" કાયકુ ? "

" મ્હેં જાણ્યું કે સમશાનમાં વખતે કાંઇ જોવામાં આવે. વખતે આપોઆપ કોઈ પરચો બતાવે ને કહે કે પેલાં ખૂનની મ્હને પરમેશ્વર કેવી સજા કરવાનો છે ? " પુંજીઆએ જવાબ આપ્યો.

" પુંજીઆ ! ત્હારા જેવા પાગલ મ્હેં કોઈ ન દેખા. જબાન વશ કેમ રાખવી તે તું બીલકુલ સમજતો નથી. કોઈ ઓરત કે લડકીઓ આગલ સબ ભડભડ કરી આવે છે ! તેઓ લોકની અર્થ વગરની વાતો ધ્યાનમાં રાખે છે ને એ કહે છે તેમની અક્કલ પરમાને તું હીંડે છે. આખરે સ્ત્રીની બુદ્ધિ પાનીએ. હવે એ વાત બહુ બોલ બોલ કરશે તો સપડાઇશ. ને ઓ મૂર્ખા ! સબ બાત ત્હારા લાભમાં ઉતરી છે તોયે તું ધરાયો નથી તે બધે બકબક કરે છે ? અરે આવેલું નાવ તું ડુબાડશે. ને ગધ્ધાવેડાથી તું તો પાયમાલ થશે જ ને વળી મ્હને અંદર ઝંપલાવશે. તું જ્યાં સપડાયો કે મારે માથે આળપંપાળ લાવશે ને તું બી મારો વાંક કાંઢશે, કે મંગલ ભૈયાએ મ્હને લલચાવ્યો ! મંગળે મને આ શીખાયો ને પેલો શીખાયો. તુમ ગુજરાતી લોક સબ રંડીયોકી માફક એવા એવા બોલશો ને ભલાઇનો બદલો બુરાઇથી વાળશો. અચ્છા સ્મશાનમાં શું દેખ્યો ? "

પુંજીઆએ બધી વાત કહી.

એ સાંભળીને મંગળ ખૂબ હસ્યો: " ઉલ્લુકા પઠ્ઠા ! ડરના માર્યો એ સબ બાત ત્હેં મનમાં ધારીને ડર ગયા ! ઓર કચ્છુ નથી. ત્હેં ખરેખરો માન લીયો કે ભૂત લોક પરમેશ્વરની આગે બાત કરે છે. આ લકુથી એમનાં કાચલાં ત્હેં તોડ ડાલ્યાં. એમના મગજના ફેદેફેંદા કર દીયા, ફીર ઓ મુડદે કીસ તરાહસે બાત કર શકે ? ભૂત પ્રેત સબ જૂઠ બાત હે, શંકા ભુત બનતી હૈ. ઓર મંછા ડાકણ બનતી હૈ. ભૂત પ્રેત સબ મ્હારી આગે લાવ. ઉસકા ચોટલી મંગળ ભૈયા મંતરતા હે. "

પુંજીઆએ કહ્યું: " શરીર પડયાં, પણ એમના જીવ તો મરતા નથી. જીવ તો ભગવાનની પાસે જાય છે. "

" જીવ ? કોણ જીવ ? એ સબ રંડીયાંકી બાતેં હે " મંગળ જોસથી બોલ્યો: " જીવ ઓર આત્મા એ તો કછુ હૈ નહી. ફીર ઉડકે કહાં બેઠે ? મનુષ્ય, પશુ, પંખી, મચ્છર, કીટ ઓર પતંગ એ સબ એ દુનીઆમેં જીતા હે, ફીર મરતા હે. મર્યા પીછે ઉસકા કો'વાણ હોતા હૈ. પંચ મહાભૂતમેં મીલ જાતા હે, બસ ખેલ ખલાસ ! દુસરા કુચ્છ હે નહી. "

પુંજીઆએ કહ્યું: " ત્યારે અમારા મહારાજ કહે છે કે મરણ પછી પણ આપણે જીવતા રહેવાના, એ શું ખોટું ? એ કહે છે કે, મરણ પછી સારાં કામ કર્યાં હોય એવા લોકો સ્વર્ગમાં જાય છે ને નઠારા પાપી લોકો નરકમાં જાય છે. ત્યાં એમને જમના દૂત મ્હોટી ગદાઓથી મારે છે. "

મંગળે કહ્યું: "પુંજીઆ ! તું તદ્દન ભલો આદમી છે. છેકજ ઓલીયા ! જે કોઈ તને કચ્છુ કહે છે તે તું તરત માની લે છે. સમજતા નથી કે એ લાડુભટ્ટો, લોકોને બ્હીવડાવીને પોતે પૈસા કાડી લેવાની મતલબથી એ સબ બાતેં જોડી કાડે છે ! " પુંજીઆએ કોઈ દિવસ આવી ચર્ચા સાંભળી ન્હોતી તેથી એ તો અજાયબ થયો ને કહેવા લાગ્યો કે, " મંગળ ! ત્યારે ત્હારા કહેવાનો સાર એજ કે માણસને જીવ કે આત્મા કંઈ છે નહી. ને મરી ગયા પછી કંઇ રહેવાનું નથી. "

મંગળે ખાત્રીથી કહ્યું: "મરી ગએલો માણસ ફરી કદી કોઇ જગ્યાએ જતો જ નથી. જો કોઈ આદમી મરી ગયેલાં આદમી કયાં જાય છે એ જાણતો હોય તો ચલ, આપણે એ જગા જોવા જઇએ. "

પુંજીઆએ કહ્યું: " ઇશ્વર બધું જાણે છે ! મર્યા પછી પરભુના દરબારમાં માણસો ના જતા હોય, દેહ પડયા પછી એમના આત્મા ના રહેતા હોય, એ વાત હું તો માની શકતો નથી. ખરા ખોટાનો

ન્યાય કરનાર ભગવાન છે, મ્હેં જે પાપ કર્યું છે તેની મ્હને બહુ બ્હીક લાગે છે. મ્હારે નરકમાં કોણ જાણે કેવાંએ દુઃખ ભોગવવાં પડશે!"

"ઇશ્વર! પરભુ! ભગવાન! કીદર હે સબ? કોઈ દિવસ મ્હેં તો એને દેખ્યા નથી. કોઇ સસુરને બી દેખ્યા નથી ને એની સાથ કભી બાત કરી નથી. નાહક લોકોની આગે ગપ્પાં ચાલે છે. પરમેશ્વર હોય તો જોવાય કે બાત થાય ના? અબી તો બોત બી ભણેલા લોક જાન ગયા હે કી પરમેશ્વર કે દેવ કે દાનવ કે સ્વર્ગ કે નરક કુચ્છ હે નહીં! મરણ પછી નરકની યંત્રણા કે સ્વર્ગકા સુખ એ કોઈ બાતકા પાયા જ હે નહીં. બોત લોક એ બાત જાણુતા હે; લેકીન કોઇ હિમ્મતસે બોલી ની શકતા."

"પણ પરમેશ્વર ના હોય તો આ દુનિયા બધી બનાવી કોણે?" પુંજીઆએ પૂછ્યું.

---

## [ ૫ ]

વાત કરતા કરતા એ બન્ને જણા તળાવના કિનારા સુધી આવ્યા. મંગળ મહાદેવની ઓરડીમાં ગયો ને પુંજીઓ એની કાકીને ઘેર ગયો. કાકી ઉંઘી ગઈ હતી તેને આટલી મોડી રાત્રે જગાડવી તે ઠીક નહીં લાગવાથી પુંજીઓ બહાર ઓટલા ઉપર જ સૂઇ રહ્યો.

સવારમાં ઉઠી તરત જ પુંજીઆએ એની કાકીને પાંચ રૂપિઆ આપ્યા અને કહ્યું કે: "કાકી, આજે કંસાર રાંધજો. દાળ, ભાત અને શાક પણ કરજો. પણ હજી કોઇને બ્હાર વાત કરશો નહી. ઘણું કરીને મ્હારૂં વેવીશાળ થશે."

એટલું કહીને પુંજીઓ હરીભાઇના ઘર તરફ જવા નીકળ્યો. ડોસો ઓસરીમાં બેઠો બેઠો કંઇ વાંચતો હતો. જોડેના ખંડમાંથી ચંચળે પોતાના પ્રીતમને જોયો. ઇશારતથી એણે પુંજીઆને પાછળ

જવા કહ્યું. પુંજીઓ તરત જ ફરીને પાછળ ગયો અને તુળશી ક્યારાની પાછળ ઉભા રહી એણે સ્મશાનમાં બનેલી બધી વાત ચંચળને અક્ષરે અક્ષર કહી સંભળાવી.

ચંચળે કહ્યું: "ઠીક, ત્યારે ઇશ્વરે ત્હને સાક્ષાત દર્શન દીધાં; અને ચાલીસ વર્ષ પછી સજા કરવા કહ્યું. એટલા વખતમાં તો આપણે ઘટતાં પ્રાયશ્ચિત કરી શકીશું. પરમાત્મા દયાળુ છે અને આપણે એમને પ્રાર્થનાથી રીઝવી દઇશું. આપણે રોજ દેવદર્શન કરીશું. ગરીબોને દાન આપીશું, પ્રભુની રોજ ક્ષમા માગીશું. એમની દયા અપાર છે. બાપા રોજ પ્રાર્થનામાળામાં વાંચે છે કે, ગમે તેવો પાપી માણસ પ્રભુની પાસે શુદ્ધ અંતઃકરણપૂર્વક પોતાના પાપની ક્ષમા માંગે તો એનાં પાપ માફ થયા વગર રહેજ નહીં. ૪૦ વર્ષની મુદત ઘણીજ સારી મળી છે. હવે આજેજ તું માગું મોકલ અને બાપા જરૂર આપણો વિવાહ કરે એવી ખટપટ હું કરૂં છું."

પુંજીઆને આજે નિરાંત વળી. જીંદગીમાં એને કોઈ વાર આજ જેટલું સુખ મળ્યું ન્હોતું. એ ત્યાંથી સીધો ઘેર ગયો અને કંસાર, દાળ, ભાત અને શાક બહુજ આનંદથી જમ્યો. જમીને તરતજ એ મંગળ ભૈઆને મળવા ગયો અને એને બધી વાત કહી.

મંગળે વિવાહની તથા લગ્નની બધી ગોઠવણ કરવાનું પોતાને માથે લીધું અને વાતની વચમાં પુંજીઆને લગ્ન વખતે તથા સંસારમાં કેમ રહેવું એ વિષે અનેક શિખામણો આપવા લાગ્યો.

મંગળે કહ્યું : "જો, ઓરતોકા કહેના માનીશ નહીં. મ્હારી શિખામણ માનશે તો સુખી થઇશ. તું છેક ભિખારી હતો. મ્હેં ત્હને ગરીબાઇમાંથી એકાએક પૈસાદાર બનાવ્યો, અને હવે સંસારમાં ત્હેં મારગ કરવા માંડયો છે. અને મ્હારો કહ્યો માનશે તો વધારે સુખી થઇશ. પૈસા પૈસાને વધારશે અને પછી બધાં સગાં થતાં આવશે. હંમેશાં ફાયદો શેમાં છે તે જોવું. કોઈ બી પ્રકારે પૈસા

પેદા કરવા. પછી તેમાં પાપબાપકા કુછ બિચાર બીચમાં લાવવા આવશ્યક નથી. પાપપુણ્ય સબ ઔરત લોગકી બાતાં હય આ જગત્માં પાપ જેસી કોઈ ચીજ છે નહી. મૂર્ખતા હય! ઔર મૂર્ખતા, ઇસકો પાપ માન લ્યો તો હરકત નથી. જો આદમી મૂર્ખ હે, એઈ પાપી સમજના. ધન પૈદા કરવું એમાં મૂર્ખતા નથી, તો એમાં પાપ બી નથી. ફક્ત મુદ્દાની વાત એકજ છે અને તે એ કે આપણે દોલત કેમ મેળવીએ છીએ તે કોઇને જાણવા દેવું નહીં. કોઇ બી આપણે કેવા છીએ અને કેવા નથી તે બાબત બોલીજ ના શકે એસા કીસ્સા કરના. અબી તુમ બિચાર કર લ્યો. તું કેવા અક્કલ રખનેસેં કેવા કામ પાર પાડી શક્યા ? શેઠને ઠાર કરીને ત્હારે જે કુછ ચાહતા થા લે સકા. કોઇ બી જાણતા નથી કે ત્હેં એ કામ કિયા. અને તું જાતે ભસી ના મરે તો કોઇ કબી જાણનેવાલા હે નહીં. જો બીજી કોઇ યુક્તિ કરવા ગયા હોતા; વધારે લોભ તે વખતે કરી આપણે લીયા તેથી બે પાંચ ચીજ વધારે લીયા હોતા, ઔર સબ વસ્તુ લેવાના લોભ કરતા, બળદમી રાખી લેતા તો જરૂર પકડાઈ જાતા, ઔર ફાંસીએ જાતા ! પણ આપણે હોશિયારીથી બુદ્ધિપૂર્વક એ કામ કર દીયા તો દુનીયા જખ મારતી હય. હર હમેશ એઈ રીત રખના. બોહત જરૂરી સિવાય કીસીકુ ઠગના નહિ, કીસીકું હેરાન મત કરના. સબકી સાથ હલીમીલી ચલના. કોઈ અપના ભૂંડા બોલે એસા નહી હોના ચાઇએ. લેકીન અત્યંત મુશીબત આયા, એઇ બખત કુચ્છ બાતમેં બ્હીક નહીં, ભય નહીં રખના. દયા ભી એ બખ્ત નહીં. છેતરપીંડીકા કામ આયા, છેતર લો. લેકીન પકડાના નહી. કોઇ ઇસિમ એ બાત સમઝ નહીં જાવે, ઇતના ધ્યાન રખના. ચોરી કરનેકા જરૂર આયા, ચોરો. લેકીન કીસીકુ યે બાત જાણને મત દો. ખૂન કરનેકા સબબ આયા, ખૂન કરો. લેકીન સબ બાત બડી ચાલાકીસેં ઔર એસી સફાઇસેં હોનેદો કી કોઇકું એ બાતકા પત્તા કે પાયા લગે નહીં ! પાપસેં ડરો

મત. પરલોકમેં પ્રભુ સજા કરે છે, મારે છે, એસી એસી બાતાં મત માનો. લોકમેં અચ્છા કહેવાય એસી હોશિયારી રખના. ત્હને ચાલીસ વર્ષ પછી સજા મળવાની છે? પણ મ્હેં કહેતા હું એ સબ બાત જૂઠી હૈ. ફક્ત તું મારા કહેવા પરમાને કરશે તો ધન, વૈભવમેં બડી ધૂન લગ જાયગી. શાદી હોયગી, લાડીજી મીલેગી ઓર પુંજીઆ! તું બડા પુંજાભાઈ હો જાયગા. તબ તો મહેરબાની રખના, શેઠ સાબ!"

પુંજીઆને મંગળ પર બહુ પ્રેમ આવ્યો અને એ એનું ઘણું ખરૂં કહેવું ખરૂં માનવા લલચાયો.

મંગળે કહ્યું: "વરૂ ઘેટાને ફાડી ખાય છે અને બિલાડી ચૂવાને મારે છે. અચ્છા, એ શું ખોટા કામ નથી? હવે એ જો ખોટા કામ હોય તો વરૂ, બિલાડી, ગીધ, સમડી એ બધાને પરમેશ્વરે જરૂર સજા કરવી જોઈએ."

પુંજીઓ: "હું કંઈ સમઝતો નથી." અને ખરેખર, વાઘ વરૂ, બિલાડાં અને ફાડી ખાનારાં બીજાં જનાવરોનું શું થશે તે તો એ સમજતો ન્હોતો. **પણ મનુષ્યનું લોહી એના અંતઃકરણ ઉપર બહુ ભારે થઈને પડયું હતું.** એટલું એનાથી બરાબર સમજી શકાતું હતું.

મંગળ: "દેખ, પુંજીઆ! વરૂને પરમેશ્વર પૂછે તો વરૂએ કહેવા જોઈએ કે, મહારાજ! મ્હને ભૂખ લાગી હતી તેથી ઘેટાંને ફાડયું. આપને મ્હને એવો શું કામ બનાયો કે મ્હારાથી ઘાસ ખવાય નહીં? જો હું ઘેટાંને ના મારૂં તો શું ખાઉં? ભૂખે મરૂં? અને પુંજીઆ! ફ્હી પરમેશ્વર ત્હને પૂછે કે વેપારીને શું કામ માર્યો તો તું બી કહેજે કે આપે મ્હને ભિખારી શું કામ બનાયો? જો ત્હમે મ્હને પૈસો આપ્યા હોત તો હું એને ના મારત! તું બરાબર બોલજે. બીજા લોક બધા પરણે ને મ્હારે બેઠા બેઠા જોયા કરવું? બીજા લોક

વિવાહ કરે, શાદી કરે, ચેનબાજી ઉડાવે ને હું ગરીબ એટલે મ્હ
કોઇ પોતાની બેટી પરણાવે નહીં, તે મ્હારી શું ગનેગારી ? મ્હા
બી પરણવાનો, ઘર માંડવાનો વિચાર થયો. હવે, પરણવા મા
પૈસા જોઈએ. તે માટે શેઠીઆને માર્યો એમ કહેજે. ત્હમે મ્હને એવે
શું કામ બનાયો ? મ્હારે ત્હમને નાખુશી થાય એવુ કામ કર
પડયું ? ત્હમે જ્યારે મ્હને બનાયો ત્યારે ત્હમે તો જાણતા હશે
કેની કે હું ખોટું કામ કરીશ જ ? તો આપે મ્હને બનાયો ના હો
તો સારું થાત ! પુંજીઆ, સમઝવામાં આવે છે ? પરમેશ્વર આગ
સાફ સાફ બાત કહેના."

પુંજીઓ બિચારો શો જવાબ દેવો તે સમજી શકયો નહી. એ
એમ લાગ્યું કે, મંગળ ખરૂં કહે છે. વળી એને લાગ્યું કે મંગળ ખો
બોલે છે. પુંજીઆએ પૂછ્યું: " આ દુનિયા કોણે બનાવી ? "

મંગળ : "દુનિયા ! ઇસમેં બનાનેકા હૈ કયા ? એ તો હૈ ચલ
આતી હૈ. અરે પુંજીઆ ! તું શું એમ માને છે કે જે લોક પરમે
શ્વર છે, છે, એમ કહે છે તે ખરી શ્રદ્ધાસે એ બાત માને છે
કભી નહી, દોસ્ત ! કભી નહી, સબ જોડાવાડા હૈ. સબ દુનિયા જુઠી હૈ !

પુંજીઓ : "ત્યારે સારાં ખોટાં કર્મનું ફળ પણ કંઈ નહી, એ
ત્હમારું કહેવું છે, ભૈયાજી ?"

મંગળ : "અલબત્ત નહીં. કોણ કિસકા ફળ દેવે ? તુમ ચલી ગય
પીછે ભોગવવા વેઠવાનો શું રહ્યો ?"

પુંજીઆને શું કહેવું તેની સમજણ પડી નહીં, પણ એન
અંતઃકરણને લાગ્યું કે મંગળનું કહેવું કાંઈ બધું બરાબર નથી. તે
છતાં એણે અગાડી વાત કરવી રહેવા દીધી. એને એટલું તો લાગ્
કે મંગળ કહે છે એમ જ હોય તો બહુ સારૂં.

મંગળ : "તુમ, સબ લોક સારાં ખોટાં કર્મની ખટપટમેં પ
છો ને નાહક બિહો છો, પણ સારૂં શું ને ખોટું શું એનો જ
બી વિચાર કરો છો ?"

આ વાત પછી થોડીવારમાં મંગળે પેલા ગોરને ફરી બોલાવ્યો અને નાળીએર તથા રૂપિયો આપીને હરીભાઇ પાસે એને માગું કરવા મોકલ્યો. મંગળના શીખવ્યા પ્રમાણે ગોર મહારાજે, હરીભાઇ આગળ પુંજીઆની આ સ્થિતિ બાબત બહુ રસથી વાત કહી. ગોરનું નામ જોષી તુળજાશંકર હતું. એમણે હરીભાઇને કહ્યું કે, "હરીભાઈ બાપા! હવે પુંજાભાઈ જુદા માણસ છે. આપને ઘેર શોભે એવા થઈ ને એ આવી શકશે. પરમેશ્વરે એમને સારા કરી છે, અને આજકાલ એમની પાસે ૫૦૦) રૂપિયાનો જીવ થયો છે. નરસીંહ મહેતાની લાજ જે શ્રીકૃષ્ણે રાખી, તે જ અમારા પુંજાભાઇની પણ લાજ રાખવાના છે."

હરિભાઇના માન્યામાં કાંઇ વાત આવી નહીં, તેથી એમણે પુંજીઆને જાતે જ તેડવા મોકલ્યો.

પુંજીઓ આવ્યો કે તરત જ હરિભાઇએ એનો ઉધડો લીધો.

"અલ્યા કોનું ઘર ઘાલ્યું? પૈસા લાવ્યો કયાંથી? કોઇનું ખાતર પાડયું કે ખૂન કર્યું? ત્હારી તાકાત તો હું બરાબર જાણું છું."

પુંજીઓ ગભરાયો ને ઓશિયાળો થઇ ગયા જેવો દેખાયો. એટલામાં હરીભાઇએ ચલાવ્યા કર્યું: "અલ્યા, આ લક્ષણે મ્હારો જમાઈ નહીં થવાય! પ્હેલાં તો મ્હને પોલીસને ખબર આપવા દે કે તું આ બધું કયાંથી લાવ્યો તેની તપાસ કરે."

જોષીએ કહ્યું: "હરીભાઇ! એમ શું બોલો છો, રાજા? પુંજાભાઈ ગરીબ છે, પણ આપ કહો છો એવા કોઈ પાપમાં તો સમજતા નથી. આપ એમના જેવા નિષ્કલંક ને શુદ્ધ આત્મા ઉપર દોષારોપણ કરીને નાહક દોષમાં પડો છો. એમની બધી હકીકત હું જાણું છું. આપ નહીં જાણતા હો, પણ આ જગતમાં કંઈ કંઈ સારા માણસો પડયા છે તે કોઇનું કામ અડયું નથી રહેવા દેતા. **बहुरत्ना वसुंधरा।**"

"કોઈ લોભીઆએ એને વ્યાજની લાલચથી પૈસા ધીર્યા હશે તો વ્યાજની સાથે મુડીનું યે પાણી થઈ જશે." હરીભાઈએ કહ્યું.

"ના જી" મહારાજે જવાબ આપ્યો: "આપણા જ ગામમાં એક સદ્‌ગૃહસ્થ, પુંજાભાઈ સાથે ભાગથી મ્હોટા પાયા પર ખેતી કરવાના છે. એમણે અમદાવાદની સીમમાં જમીન રાખી છે. લમમાં પુંજાભાઈને હાલ જરૂર છે એમ જાણી એમણે અગાઉથી રૂા. ૫૦૦ સુધી મદદ કરવાનું કહ્યું છે. એ રૂપિયા ધીમે ધીમે પુંજાભાઇ કમાશે એમ વાળશે. પરમેશ્વર કરશે તો આ કારતક મહિનામાં એ રૂપિયા વસુલ થઈ જશે."

"એમ વાત કંઈ મનાય એવી નથી. પણ જોષી મહારાજ! ત્હમારા વચન પર ફક્ત હું વિશ્વાસ રાખું તો. બાકી, મ્હેં તો પુંજીઆને કેળવેલો છે ને તેનામાં કેટલું પાણી છે તે હું જાણું છું. ત્હમે કહો છો એ આશામીનું નામ શું?"

"આપણા મહાદેવમાં રહે છે તે ભૈયાજી મંગળપ્રસાદ. હરીભાઇ બાપા! ક્ષમા કરજો. આપના જેવા તાલેવાન લોકો કરતાં અમારા જેવા ગરીબ લોકો, એક બીજાની ઓથે વધારે ઉભા રહીએ છીએ. ભૈયો ઘણો પરોપકારી છે ને એમાં એને નુકશાને શું છે? ખેતીમાં પુંજીઓ એને ખરેખર કામનો છે."

"હશે, મ્હારે શી પંચાત? પુંજીઓ ટેકાણે આવ્યો હોય તો હું ખુશી છું. મ્હેં વચન આપ્યું હતું તે પ્રમાણે બન્યું લાગે છે. પણ મને વિચાર કરવા માટે, બે ચાર દિવસ આપો." હરીભાઇએ કહ્યું.

જોષી ને પુંજીઓ ત્યાંથી ઉઠયા ને નમસ્કાર કરીને ગયા.

એમના ગયા પછી હરિભાઇએ વિચાર કર્યો કે, 'ચંચળની શી મરજી છે તે જાણવું જોઇએ. તે વાતને આટલો બધો વખત થયો ત્યાર પછી એણે કંઇ વિચાર ફેરવ્યા છે કે એવાને એવા છે?' જાણ

ઘરની બ્હાર બે ચાર આંટા મારીને એ પાછો ઘરમાં ગયો, ને ચંચળને બૂમ મારી. ચંચળે અત્યાર સુધીમાં જે જે બન્યું હતું, તે તથા જોષી ને પુંજીઆ સાથે જે જે વાત થઈ હતી તે બધી સાંભળી હતી.

હરીભાઇએ કહ્યું: "ચંચળ! પુંજીઆ ઉપર ત્હને વિશ્વાસ આવે છે? ત્હારો વિવાહ એની સાથે કરવો છે?"

ચંચળે નીચું જોઇને ધડકતે હૃદયે કહ્યું: "હા."

ડોસાએ તેને તરત કહાડી મૂકી. પછી આઠ દસ દિવસ ખૂબ વિચાર કરી ડોસાએ છેવટે નિશ્ચય કર્યો કે, ચંચળને પુંજીઆ સાથે પરણાવવી.

---

[ ૬ ]

આખા નરોડા ગામને અને પાટીદારોની આખી ન્યાતને નવાઇનો બનાવ બની ગયો. પુંજીઆનાં લગ્ન ચંચળ સાથે પૂર્ણ ધામ ધૂમથી થઈ ગયાં. હરીભાઇના કહેવાથી "પુંજાભાઇ" એ, હવે અમદાવાદમાં દાણાપીઠમાં દાણાની મોટી વખાર ખોલી ને આખા નરોડા ગામનું ને આસપાસનાં ખેતરોનું અનાજ એ વખારમાં આવવા માંડ્યું. મંગળે અમદાવાદની સીમવાળી જમીન સારો ફાયદો મળવાથી વેચી દીધી. પુંજીઓ તથા ચંચળ મંગળ ભૈયાનાં જન્મને માટે ઓશીંગણ બન્યાં. પુંજીઆને હવે લોકો "પુંજાભાઈ" કહેવા લાગ્યા ને ચંચળ પણ બહુ મહેનતે "ત્હમે" કહીને બોલાવતી થઇ.

દાણાપીઠની પાછળ નવાવાસમાં એક ન્હાનું પણ સોઇબંધ ઘર એમણે ભાડે રાખ્યું ને કરકસરથી ને બહુ વિવેકથી ચંચળે ઘર સંસાર શરૂ કર્યો. એક વર્ષમાં તો સારી આવક થઇ ને વહેપારી લોકો કહેવા લાગ્યા કે, 'પુંજાભાઇ બહુ ભાગ્યશાળી છે.' દિવસ ઉપર દિવસ જવા લાગ્યા ને પુંજાભાઇની મિલ્કત વધવા લાગી. એટલી

ઝડપથી પૈસો વધ્યો તેમાં કાંઇ પુંજાભાઇની ખાસ હોશિયારી કે અગમબુદ્ધિ જેવું જણાતું નહીં, તેથી દાણાના વ્હેપારીઓ એમજ કહેતા કે, 'પરમેશ્વરની એના ઉપર મહેરબાની છે; બીજું કંઈ નથી.' નામુંઠામું લખવા એક ગુમાસ્તો રાખીને થોડો વખત ચલાવ્યું, પણ ધીમે ધીમે વધારે શરત રાખ્યા વગર નુકશાન થાય એમ ખાત્રી થવાથી પુંજાભાઇ જાતે વધારે ધ્યાન રાખવા લાગ્યા. અનુભવથી ભાવતાલ ગણતાં આવડયા ને જાતે ભણેલા નહીં તેથી બહુ હરકત પડવાથી ધીમે ધીમે નામું શીખ્યા. એમ કરતાં કરતાં કાગળો લખવા માંડયા ને લખવાવાંચવાના મહાવરાથી કડકડાટ વાંચતાં આવડી ગયું. ચંચળે હરીભાઇને ત્યાં છાપાં, પુસ્તકો વાંચેલાં તેથી અહીં બહુ અણગમો થતો. થોડા વખત પછી એમણે પણ 'હિતેચ્છુ' "મુંબાઇ સમાચાર" તથા "બુદ્ધિ પ્રકાશ" મંગાવવા માંડયાં ને નવરાશ લઇ પુંજાભાઇ પણ એ પત્રો વાંચતા. આખા દાણાપીઠમાં દેશપરદેશની ખબરો તથા જાણવાજોગ પરચુરણ નવાજુનીઓની ખરી ખબર પુંજાભાઇને ત્યાં પડવા લાગી. ન્યુસપેપર વાંચવાથી પુંજાભાઇ ધીમે ધીમે બહુ હોશિયાર થયા અને ઘર, બજાર કે ગામ સિવાય આખા દેશના સુખદુ:ખની માહિતી એમને મળવા લાગી. એમની દ્રષ્ટિમર્યાદા બહુ વિશાળ થઇ ને બીજા લોકોના કરતાં એમનું જ્ઞાન પણ ધીમે ધીમે વિકાસ પામવા લાગ્યું.

ચંચળની સામાન્ય, પણ હરીભાઇના હાથથી અપાયેલી કેળવણી ઠીક ફળ આપનારી નીવડી. બન્ને વરવહુ ઘણીવાર ઘરખટલા સિવાયની કેટલીક ઉચ્ચ પ્રકારની વાતોમાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યાં. શ્રીમદ્ ભાગવત, ભગવદ્ ગીતા એવાં પુસ્તકો ચંચળ રાતના વાંચતી; ને પુંજાભાઈ રસથી સાંભળતા અને સારા સારા લોકોની એમને ત્યાં બેઠક થઈ; ને પુંજાભાઈ પણ લેવડદેવડમાં પ્રથમથીજ ચોખ્ખાઇ રાખીને કામ લેતા રહ્યા, તેથી પ્રમાણિકપણે

ચાલવાની એમને ટેવજ પડી ગઇ. સાચ ને પ્રમાણિકપણાને લીધે એમની શાખ બંધાતી ગઈ ને વેપારમાં એ બહુ લાભદાયક નીવડી.

બીજે વરસે ચંચળને સીમંત આવ્યું. હરીભાઇ તો પોતાની ચંચળને સારો દહાડો જોઈને ગાંડાઘેલો થઇ ગયો. એણે લગ્ન માફક આ વખતે પણ પુષ્કળ ખર્ચ કર્યું.

ચંચળને છોકરો આવ્યો ને હરીભાઈ રાજી રાજી થઈ ગયો. ચંચળ ને પુંજાભાઇ પણ બહુ નસીબદાર ગણાયાં.

પુંજાભાઈ તથા ચંચળ બધી વાતે સુખી હતાં પણ કદી કદી પાછલા પાપની વાત સાંભરી આવતી ત્યારે બહુ ઉદાસ થતાં. પુંજાભાઈ એક વખત પોતાના પુત્રને ઘોડીઆમાં હસતો જોઇ વિચારવા લાગ્યોઃ "પ્રભુ ! આ નિર્દોષ બાળક તો બિચારો મ્હારા પાપને લીધે દુઃખી નહી થાય? અથવા પરમેશ્વર મ્હારા પાપની સજા આ છોકરા પાસે તો મને નહીં કરાવે ?" મંગળ ભૈયાના નાસ્તિક પણ ગમી જાય એવા શબ્દોની અસર હવે એના હૃદયપર રહી ન્હોતી. બાલ્યાવસ્થાની નિર્દોષતાએ, એના મન પર વધારે અસર કરી હતી. એના અંતરમાંથી એક અવાજ એના કાનમાં કંઇ કહેતો હોય એમ લાગ્યું કે **"ઇશ્વર હાજરાહજૂર છે, ને એ ત્હને સજા કર્યા વગર રહેવાનો નથી."**

પુંજાભાઈ આ બનાવ બની ગયો તે જ રાત્રે ચંચળને કહેવા લાગ્યો કે, "ત્હમે મ્હારા પાપને માટે પરમેશ્વરના દરરોજ ભક્તિ કરવાનું કહેતાં તે કેમ વિસારી દીધું છે ?"

ચંચળે કહ્યું: "ખરી વાત છે. આપણે કાલથી રોજ રામના નામની બબ્બે માળાઓ ફેરવીશું. પુનમે પુનમે ડાકોર જઈશું. આ શ્રાવણ માસ, રોજ નદીએ ન્હાવા જઇશું ને અગીયારશે અગીઆરશે અપવાસ કરીશું. ને એ રીતે ત્હમારૂં પાપ ધોઈશું"

"ઠીક" પુંજાભાઈએ કહ્યું, "આજ મ્હારો જીવ ઘણો બળે છે. શ્રાવણ માસને છેલ્લે સોમવારે બ્રહ્મભોજન પણ કરાવીશું."

તે દિવસે એટલા સંકલ્પો કર્યા તેથી જરા બન્ને જણને શાન્તિ વળી. બીજા દિવસથી માળાઓ ફેરવવા માંડી, પણ અગીયારસ પુનમ ચાલી ગઈ, શ્રાવણ માસની હજી વાર હતી. તેથી બીજી બધી બાધાઓ એમ ને એમ રહી.

બીજી અગીઆરશે નદીએ ના જવાયું, પણ બન્ને જણે ફરાળ કર્યો. પુનમે ચંચળ ડાકોર જઈ આવી, પુંજાભાઈ કામમાં રોકાઈ ગયા. શ્રાવણ માસમાં પુંજાભાઈને નરોડે જવું પડ્યું તેથી બ્રહ્મભોજન રહ્યું. "પ્હોર કરીશું" એમ ઠરાવ્યું. બીજે વર્ષે બીજું કંઈ નડ્યું. એમ વર્ષો પર વર્ષો ગયાં, પણ વધારે બાધાઓ કે વ્રતો પળાયાં નહીં.

એમ કરતાં કરતાં એમના લગ્નને દશ વર્ષ થયાં! હરીભાઈ એ દરમ્યાન દેવલોક પામ્યો. એમનાં ઘરબાર, જમીન, જાગીર, પૈસો-ટકો બધો પુંજાભાઈને હાથ આવ્યો. હવે એમણે અમદાવાદમાં માંડવીની પોળમાં એક હવેલી બંધાવી.

હવે લોકો એમને 'પુંજાભાઈ શેઠ' કહેતા હતા. દિવસે દિવસે એમની દોલત વધતી જતી હતી. દાણાના વેપાર ઉપરાંત શરાફીનો ધંધો પણ પુંજાભાઈ ચલાવતા. ઘણા લોકો એમની દુકાને જુજ વ્યાજે આજીજી કરીને પૈસા મૂકી જતા. પુંજાભાઈ પોતાના પૈસાનું પુષ્કળ વ્યાજ ઉપજાવતો: ને પૈસો પૈસાને વધારતો જતો હતો. પુંજાભાઈ પ્રસંગ આવ્યે નાતમાં જમણવાર કરતો. જતાઆવતા સાહેબ લોકોના માનમાં બહુ ખર્ચ કરીને પાર્ટીઓ આપતો ને એ રીતે અમદાવાદ શહેરના નામાંકિત શેઠીઆઓની હારમાં એ આવી પહોંચ્યો. શહેરમાં વારંવાર થતી ટીપોમાં એ સારી રકમો ભરતો ને ગરીબગરબાં, એને ઘેરથી ખાલી હાથે જતાં નહીં.

એમ કરતાં કરતાં પુંજાભાઈનાં લગ્નને ૨૫ વર્ષ થયાં. કંઈ

કામ પ્રસંગે એમને મુંબાઈ જવાનું થયું. પોતાની પેઢીની એક શાખા મુંબાઇ કાઢવાનું નક્કી કરી ઘેર આવ્યા કે તરત ચંચળ એકાએક કોલેરાથી મરી ગઇ.

ચંચળના મૃત્યુથી પુંજાભાઈ બહુ જ શોકમાં પડયો. ધન, દોલત, ઇજ્જત, આબરૂ, માણસાઈ, હોશિયારી જે જે હાલ પુંજાભાઇમાં આવ્યું તે બધા પ્રતાપ ચંચળના હતા. છેક કીચડમાંથી સાતમે આકાશે ચંચળે એને ચ્હડાવી દીધો હતો. પુંજાભાઇ બિચારો પૂરેપૂરૂં સમજતો હતો કે ઢોરની દશામાંથી "પુંજાભાઇ શેઠ" તે ચંચળને લીધે બન્યો હતો. વધારે દુઃખી તો એના મરણથી એ એટલા માટે થયો કે ચંચળના મનની વાતો મનમાં રહી ગઇ હતી. એને ગોકુળ, મથુરા, કાશી, પ્રયાગ વિગેરે ધામોની જાત્રા કરવી હતી. અત્યાર સુધી પૈસો મેળવવામાં એને કોઇ જાતની મુસ્કેલી પડી ન્હોતી, ને સર્વ કોઇ જાણે છે કે, સુખમાં પડેલો માણસ કદી પરમેશ્વરને યાદ કરી શકતો નથી. એમની સમજણ પ્રમાણેના, પણ આગળ કરેલા કેટલાએ પુણ્યના સંકલ્પો પૈસાની ગરમીને લીધે એ એમાંથી કોઈએ પાર પાડયા નહોતા. ધીમે ધીમે એનાં પાપ વિસારે પડયાં હતાં. કદી સાંભરી આવે તો પોતાના સુખદુઃખની ભાગિયણ ચંચળ પાસે, એ હૃદય ખાલી કરતો; ને ચંચળ પણ ભોળે ભાવે પોતાના પતિની ચિંતા કંઈ કંઈ યુક્તિઓથી દૂર કરતી હતી. હવે ચંચળ આ અસાર સંસાર છોડીને ગઇ ને પુંજાભાઇને પોતાના ગુપ્ત દુઃખની વરાળ કાઢવા કોઈ પણ ઠેકાણું રહ્યું નહીં. પાપનો ભાર હવે પાછો અસહ્ય થતો ગયો ને ગાડીઘોડા તથા ખાનપાનનાં અનેક સુખો છતાં એની અંતર વેદના કોઈ પ્રકારે શાન્ત થઇ શકી નહીં. ઘણા સંતસાધુઓની પાસે એ વખતોવખત જઇ મહાત્માઓનાં વચનામૃતો સાંભળી આવતો, કથાવાર્તાઓમાં જતો, પણ કશાથી એના દગ્ધ હૃદયને શાન્તિ થઈ નહીં. ચંચળના ગયા પછી જેમ જેમ

વખત જતો ગયો તેમ તેમ એનો હૃદયભાર વધારે ને વધારે વધતો જતો હોય એમ એને લાગ્યું.

એટલામાં એને ખબર પડી કે, નીલકંઠ મહાદેવમાં એક મ્હોટા મહાત્મા જેવા સાધુ પધાર્યા છે ને અખાડામાં ઉતર્યા છે.

પુંજાભાઈ એક દિવસ નીલકંઠ મહાદેવ ગયો ને મહંતને એકાંતમાં મળીને ખૂનની વાત મોઘમ કરી ગયો. મહારાજને કહ્યું: "બાપુજી! મ્હારા એક ખાસ મિત્રથી એવું કામ બહુ વર્ષ ઉપર થઈ ગયું છે, પણ બિચારો તે દિવસથી પસ્તાય છે. મ્હને પરમેશ્વરે બે પૈસા આપ્યા છે ત્યારે મ્હેં ધાર્યું કે આપ કાંઈ રસ્તો બતાવો ને મ્હારાથી કંઈ મદદ થાય તો એનું દુઃખ હું દૂર કરવા વિચાર કરૂં છું. આપ તો જ્ઞાની પુરુષ છો. અમારા જેવા સંસારના કીડા ઉપર દયા કરવી ઘટે છે."

મહંતે કહ્યું: "દેખ બચ્ચા! ઉસકા કોઈ યોગ્ય પ્રાયશ્ચિત મનુસ્મૃતિ મેં દિખાયા હોગા! લેકીન અમારા બાત ઔર હૈ! યે કલીકાલમેં સંત સાધુ લોકકી સેવા બહોત કમ હો ગઇ હૈ. ઓર ઇશ્વરને જબ તુમકો પૈસા દીયા હે તબ એક કામ કર. અભી યે અખાડેમેં પાંચસો મૂર્તિ પડી હે. યે સબકો પ્રથમ તો દુધપાક ઓર કાલી રોટી ખીલા દે. ફીર સંકલ્પ કર કે યેહિ અહમદાબાદમેં સાધુ લોગકે લીયે એક અચ્છા સદાવ્રત ચલાના ઓર એક ધર્મશાળા બાંધના. ધર્મશાલામેં એક બાજુ પર શિવાલય રખના ઓર દુસરી બાજુ પર ગૃહસ્થી લોગકા મુસાફરખાના રખના. પહેલેકા બખત અચ્છા થા. વો બખતમેં સાધુ પર ગૃહસ્થીઓ બ્હોત બ્હોત પ્રેમ રખતે થે. ઓર સારે હિંદુસ્થાન ભરમેં ધનિકોને કેસે કેસે અન્નછત્ર ઓર સરાઈ બનાઈ હે? અભી તો કોઈ લોક પુણ્યકી યે બાતમેં સમઝતે નહીં. ચાતુર વરણને અપને વર્ણાશ્રમ ધરમકો છોડ દીયા હે! ધ્યાન ધારણ કોઈ કરતા નહીં. ચોટી રખતે નહીં. ઇસાઈ લોકકી માફક સબ બાલ

કહાતા હૈં ઓર બાબરી રખતે હેં ! વિષ્ણુ, મહેશ્વરકી ભક્તિ છોડકે નાસ્તિક હો ગયે હૈં, અમ્હારે ઇલાહીબાદમેં એક બડા ગૃહસ્થી, ઇંગ્રેજી પઢા હે. વો કમબખ્ત ગોટપીટમેં એસા કહેતા કે, કિ તુમ સાધુ લોક, ઓર બાવા લોક, દેશકે દારિદ્રયમેં વૃદ્ધિ કરતે હો. તુમકો ખીલાનેમેં પુણ્ય નહી. લેકીન પાપ હૈ ! વો સુવર કો કોઇ ઉલ્લુને એસા કહા કી એ સારા દેશમેં બાવન લાખ સાધુ લોક હૈ વો સબ ગૃહસ્થી લોક પર બોજા સમાન પડે હૈં ! ઓર દેશકી આર્થિક સંપત્તિ નાશ કરતે હૈં. એસા બોત બોત બાત કહેતા થા ! લેકીન ઉસ્કુ મેં અખાડેકી બહાર નિકાલ ડાલા ! કયા બખત આયા હે ! વિનાશકાલ આતા હૈ જબ એસી બુદ્ધિ હોતી હે ! ”

પુંજાભાઇ બોલ્યા: “ મહારાજ, સાધુઓને ભોજન દેવાથી એનું પાપ તો ધોવાશે ને ? અને પછીથી એને જંપ તો વળશે ને ? ”

“ હાં જરૂર. સંતસમાગમકા બડા પુણ્ય લિખા હે. સબ સાધુ લોગકો પરસાદ દેના. પીછે એક એક વસ્ત્ર પહેરાના; ઓર તુમકો જો મીલે ઓ દછના દેના. યે સોમવારકા ગ્યોગ અચ્છા હે ! જો હો સકે સોમવાર જ રખના. સોમવાર મહાદેવજીકા વાર હૈ. ”

પુંજાભાઈ મહારાજને પગે લાગીને ઘેર આવ્યો. રસ્તામાં વિચાર કર્યો કે, “ ૫૦૦ કે ૬૦૦ રૂપીયા ખર્ચ થશે, પણ ભલા એ બ્હાને આપણે ઘેર કંઈ કંઇના સાધુ પધારશે. ” સાંજના ઘેર જઇને પોતાના ઓળખીતા પાળખીતામાં વાત કરી ત્યારે લગભગ બધાને એ વિચાર પસંદ આવ્યો, એટલે સોમવારે બધા અખાડાના બાવા-ઓને જમાડવાનું ઠર્યું. જમણ ઉત્તમ પ્રકારનું થયું; મલમલનું એક એક ધોતીયું ને આઠ આઠ આના દક્ષિણામાં આપ્યા. એ સાથે પચાસેક બ્રાહ્મણો પણ જમાડયા ને લોકોમાં એમની વાહ વાહ થઈ.

કયાં કયાંની સ્ત્રીઓ સાધુઓનાં દર્શન કરવા આવી હતી, તેમાં વિધવાઓ વિશેષ હતી. મહંતે પુંજાભાઇને શિવાલય તથા ધર્મશાળા

બંધાવવાનો સંકલ્પ કરાવ્યો, ને પુંજાભાઇએ એને માટે થોડા વખત પછી જમાલપુર દરવાજા બહાર, નદી કીનારે, જમીન લીધી.

*　　　*　　　*

ત્યાં ધર્મશાળા ને શિવાલય પણ તૈયાર થયાં. એ ધર્મશાળાનું નામ "ચંચળની ધર્મશાળા" એવું રાખ્યું ને મહાદેવનું નામ "હરીભાઈના મહાદેવ" રાખ્યું. મહાદેવ પાસે ન્હાનો સરખો બગીચો બનાવ્યો ને બારે માસ ત્યાં પરબ બેસાડી. પક્ષીઓ તથા ખીસકોલીઓને માટે એક સુંદર પરબડી બનાવી ને એ બધી ગોઠવણ બહુ સારી થઇ ગઈ. એ બધું તૈયાર થતા સુધી મહંત ત્યાં હોત તો સારૂં, પણ એ તો મહાદેવમાંથી ઉપડી ગયા હતા. એટલે ધર્મશાળાનું ખાત-મુહૂર્ત તથા મહાદેવજીની પ્રતિષ્ઠા વૈદિક પાઠશાળાના અધ્યાપક શ્રીમાન બળદેવજી અગ્નિહોત્રી તથા ભાઉ શુકલ તથા ત્ર્યંબકદેવ અને વિષ્ણુ શંકર જોષી વિગેરે વિદ્વાન પવિત્ર ભૂદેવોની પ્રેરણા અનુસાર કરવામાં આવી હતી. પુંજાભાઇની શ્રદ્ધા, આસ્તિકતા તથા ગૌબ્રાહ્મણ પર ભક્તિ જોઇને આ ઋષિમંડળી પણ બહુ ખુશ થઇ ગઈ હતી. ને પુંજાભાઈની ચોગરદમ સ્તુતિ થતી હતી.

---

## [ ૭ ]

આ બનાવો બન્યા પછી પુંજાભાઇનું મન કંઇક શાન્ત રહ્યું અને એમણે ફરી વાર લગ્ન કર્યું. એમની બીજી વારની સ્ત્રીને મોસા-ળમાં કોઈ ન્હોતું. એની મોસાળની જમીન નરોડાના જ તળાવ ઉપર હતી. જે જગાએ પુંજાભાઇએ ખૂનો કર્યાં હતાં તે જગા, એ ખેતરો પરથી સામી જણાતી હતી. આ ખેતરોના માલીક પુંજાભાઇ થયા હતા, એમના સસરા ભુલાભાઇ એમને ઘેર જતા આવતા હતા. તેમણે પુંજાભાઈને મીલ કહાડવાનું કહ્યું તે ઉપરથી બે વર્ષમાં પુંજાભાઈએ એક મીલ ઉઠાવી.

હવે પુંજાભાઈની મ્હોટાઈનો પાર ન્હોતો. અમદાવાદ મ્યુનિસિપાલીટીના એ મેમ્બર નિમાયા, ત્યાંથી મુંબાઈ સરકારની ધારાસભામાં સરકાર તરફથી એમની નીમણુંક થઇ ને બે ત્રણ વર્ષમાં, રાવ બહાદુર તથા સી. આઇ. ઈ.ના ખિતાબો પણ મળ્યા.

નસીબ! ત્હારી બલીહારી છે! એક વખત જોઈતા કુંભારને ત્યાં ગધેડાં હાંક્નાર પુંજીઓ, દાણાના વ્હેપારીમાંથી શરાફ, તેમાંથી મીલનો માલીક શેઠ, ને હમણાં એનું નામ ઓનરેબલ, રા. બા. શેઠ પુંજાભાઇ મોતીભાઇ સી. આઇ. ઇ. થયું છે. ગાડી ઘોડા, ને નોકર ચાકરની ખોટ નથી, પૈસો, કીર્તિ, રાજદરબારે માન અને લોકમાં પણ સારી પ્રતિષ્ઠા; જે જે ઉત્તમ વસ્તુઓને માટે મનુષ્યો તલપાપડ થઈ રહે છે, એ બધી ચીજો, પુંજાભાઈને અનાયાસે પ્રાપ્ત થઈ હતી.

માંડવીની પોળમાં હવેલી ઉપરાંત, કાંપને રસ્તે હવે એમણે એક બંગલો પણ કરાવ્યો છે. એનું ફરનીચર ઉત્તમ પ્રકારનું છે. બંગલાને ઉપર ચ્હડવાનો મ્હોટા પથ્થરનો ગોળ દાદર છે, દાદર પર ચ્હડતાં ચીનાઈ માટીનાં સુંદર કુંડામાં ફુલોના છોડ શોભી રહ્યા છે. દીવાનખાનામાં ગાલીચા, કોચ, ટેબલ, ખુરશી તથા મ્હોટા બિલોરી કાચના તક્તા છે. દેશપરદેશના મ્હેમાનો ઠાકોરો, દરબારો, જેને જોઇએ તેને માટે પુંજાભાઇનો બંગલો ઉતરવા મળે છે. સાહેબ લોકોની પાર્ટીઓ, મીજલસ, બોલ વિગેરે ઘણી તરેહના મેળાવડામાં પુંજાભાઇને બંગલે ઘણું ખર્ચ થાય છે.

પુંજાભાઈ કે એમના ઘરનાં, ખાસ કામ વગર નરોડે જતાં નહીં. છતાં જમીન જાગીરની વ્યવસ્થા કરવા હરીભાઈને ઘેર વર્ષમાં એક બે વાર જવાની જરૂર પડતી. હમણાં પુંજાભાઈ કેટલાક વખતથી આખા કુટુંબ સાથે નરોડે જવા વિચાર કરે છે. કેટલાક વખતથી પુંજાભાઈને બરાબર ઉંઘ આવતી નહીં ને દાકતરે સલાહ આપી કે, “ બહુ કામને લીધે મગજ પર બોજો વધી જવાથી ઉંઘ

ઉડી ગઈ છે, માટે આઠેક દિવસ આરામ લ્યો." પુંજાભાઈએ, એ પ્રસંગે સંપૂર્ણ શાન્તિ માટે નરોડે જ જવાનું નક્કી કર્યું. આ વખતે છોકરાંછૈયાં બધાં સાથે હતાં. સાંજનો વખત હતો, ગાડામાં બધાં જતાં હતાં, ગાડું તળાવ ઉપર આવી પહોંચ્યું. ગરનાળુ જોઈને પુંજાભાઈની મ્હોટી દીકરી નર્મદા બોલી ઉઠી કે: "આ તરફનો રસ્તો તો જુઓ ? બળદીઆ ભડકે તો આ તળાવમાં પડયા વગર રહે ? આટલી વાડ છે તો સારૂં છે."

"ખરૂં" એની નવી મા જડાવ બોલી: "આ ગરનાળા સાથે વાડ લગોલગ કરી છે, એટલે હરકત નથી. નહીં તો રાતવરાત અંધારામાં કોઈ બચારૂં તળાવમાં પડે એવું છે."

ગાડીતે આ વાત સાંભળી, એટલે એ બોલ્યો: "હા, બોન, બા ખરૂં કહે છે. એક વખત પ્રાંતિજનો એક દોશી વાણીઓ બચારો અમદાવાદથી માલ લઈને રાત્રે અહીં ધર્મશાળામાં રહ્યો તે પાછલી રાતનો અહીંથી નીકળ્યો, પણ ભોગજોગે અહીં એના બળદ કંઇ ભડક્યા કે શું થયું તે એનું ગાડું ઊંધું પડયું. ને એ, એનો ગાડીત, બળદીઆ, એનો સરસામાન, ને કેટકેટલી કીંમતી ચીજો, તળાવમાં પડી ગઈ! વાણું વાતાં લોકોમાં બહુ ત્રાસ થઇ ગયો ને એ બચારા-ઓની લાશો કહાડી તે દહાડેથી સરકારે આ ગરનાળું કરાવ્યું. પણ એ વાતને આજકાલ કરતાં ૨૫-૩૦ વરસ થયાં હશે. હું પોતે તે દહાડે દશેક વર્ષનો હતો, ને નાગો ફરતો."

પુંજાભાઇને પાછું બધું આંખ પાસે તરી આવ્યું. તે કાંઈ બોલવા જતો હતો, પણ તેનાથી બોલી શકાયું નહીં.

બીજે દિવસે જડાવ ને નર્મદા મહાદેવ વિગેરેનાં દર્શન કરવા ગયાં. પુંજાભાઈ એકલો ઘેર રહ્યો. રાતની વાતથી તથા એ જગ્યા ફરી નજરે પડવાથી એનું મન પાછું ગભરાયું હતું. ઉદ્વેગમાં ને ગભરામણમાં એ હરીભાઇવાળા ઘરમાં આમ તેમ ફરતો હતો. કબાટ

પર નજર જતાં હાથની લખેલી એક ચોપડી હાથમાં આવી. હરીભાઈના દસ્કત ઓળખ્યા.

"એક દિનકા રે ઘડી પળકા; સૈયાંજી!
મુને ડર રે લાગ્યો એક દિનકા;
આરે કાયા કાચી માટીકા મટકા,
ફુટંતાં નહીં થાય રણકા,
સૈયાંજી! મુને ડર રે લાગ્યો એક દિનકા.
આરે કાયા બજાર કેરી હાટડી,
મરથો ચરી જાય જોબનકા,
સૈયાંજી! મુને ડર રે લાગ્યો એક દિનકા."

વળી પાનું ફેરવ્યું ને જુવે છે તો બીજું ભજન હતું.

"તારે માથે મરણનો ભય રે
ઉંઘ તને કેમ આવે?"

ચોપડી પરની ધૂળ ખંખેરીને પાછી ત્યાંને ત્યાં મૂકીને તે જરા હીંચકે બેઠો પણ તેના વિચાર બદલાયા નહીં. પાછલા વખતના બધા દેખાવો એની આંખ પાસે એક પછી એક ખડા થયા. એની પાછલી સ્થિતિ આગળ, આજની સાહ્યબી તો સ્વપ્ન જેવી લાગવા માંડી! હરીભાઈ, ચંચળ, મંગળ, ભૈયો બધાં વારા ફરતી સાંભર્યા. મહાદેવ, સ્મશાન, તળાવ, બધું મન આગળ ભમવા માંડયું. વાણીઆ ને, અને ગાડીતને કેમ માર્યા હતા, મંગળે એમનાં શરીર તળાવમાં કેમ ઉથલાવી પાડયાં હતાં, તે તથા પેલી ભયંકર રાત્રીનો દેખાવ એની આગળ તરી રહ્યો. સ્મશાનમાં ઇશ્વિરે કહ્યું હતું કે, "**ચાલીસ વર્ષ પછી સજા કરીશ.**" તે શબ્દો પાછા યાદ આવ્યા. "હા! ૩૪ વર્ષ તો આજકાલ કરતાં એ વાતને થઈ ગયાં: ને હવે રહ્યાં તે ફક્ત ૬! એ ૬ વર્ષ તો ચપટીમાં જતાં રહેશે ને "સૈયાંજી! મુને ડર રે લાગ્યો એક દિનકા!" એ દિન આવી પહોંચશે. ઓ પ્રભુ!......"

પણ વળી એ પોતાના મનને દિલાસો આપવા લાગ્યો, "ત્યાર પછી તો આપણે કેવાં કેવાં સત્કર્મો કર્યાં છે! ધર્મશાળા બાંધી, સદાવ્રત ચલાવ્યું, મહંતના કહેવાથી સાધુસંત જમાડયા ને દાન દક્ષિણા વગેરે વગેરે ઘણું કર્યું છે. પુણ્યથી પાપ ઠેલાય છે એ મહંત જેવા સાધુ મહાત્માનું વચન છે. મોટાનું વચન કદી મિથ્યા થાય?"

છતાં પુંજાભાઇનું મન તદ્દન શાન્ત થયું નહીં, **હજી એમનું અંતર એમને ડંખતું હતું. જપ, તપ, સ્નાન, દાન, બ્રહ્મ ભોજન, એમ બ્હારની હજારો વિધિઓ કરો, છતાં પાપાત્માને પોતાના અંતરની શાન્તિને માટે, જુદીજ તરેહના વિધિ કરવા પડે છે. શુદ્ધ અંતઃકરણથી, કરેલાં પાપનો સખ્ત પશ્ચાતાપ થયા વગર હૃદયને કદાપિ શાંતિ વળતી નથી.**

મહંતની વચનસિદ્ધિ થઇ નહી. ચંચળે કરેલી અગીઆરસો કે પુનમો ફળી નહીં. પુંજાભાઇએ કરેલાં દાન ધર્મ નકામાં ગયાં, નિદાન કે **એના અંતરમાં હજારો વીંછીઓની વેદના થવા લાગી. એના પગ ધ્રુજવા લાગ્યા. એના હૃદયમાં ફડફડાટ ભરાઇ ગયો. તે હીંચકા પરથી ઉઠીને ખાટલા પર પડયો ને આંખો મીંચી દીધી.**

થોડીવારે નવી તથા છોકરાં ગામમાં દેવદર્શન કરી ઘેર આવ્યાં. તેમની સાથે વાતચીત કરી ખાવા બેઠો ને ઉપર ઉપરથી પુંજાભાઇએ મન ફેરવવા ને બીજા વિષયોમાં પરોવવા બહુએ પ્રયત્નો કર્યા, પણ સર્વે નિષ્ફળ ગયા. **એનો અંતર્દીપ ફરીથી જાગૃત થયો હતો.** હરીભાઇની ચોપડીમાંથી વાંચેલું ભૂલવા બહુ યે તજવીજ કરી પણ એ જ વિચાર એના મનમાંથી ખસ્યો નહીં, "**ડર રે લાગ્યો એક દિનકો" અને "ત્હારે માથે મરણનો ભય રે, ઉંઘ ત્હને કેમ આવે!" એને એ લીટીઓ ફરી ફરીને એનું દીલ કોતરી ખાવા લાગી.**

જમ્યા પછી વળી જરાવાર એ સુતો, પણ ઉંઘ આવી નહીં. સાંજના પ્હોરના બે ત્રણ વાગે ખેડૂત કહેવા આવ્યા કે, બધાં ખેતરમાં આવો તો પોંખ પાડીએ. પુંજાભાઇને આજ ને આજ જવાનું મન ન્હોતું. પણ અંતર શાન્ત કરવાના વિચારથી એણે હા કહી. ચારેક વાગ્યે બધાં ઘેરથી નીકળ્યાં. જે ગામમાં એનો જન્મ થયો હતો, ઝોળી લઇને ભીખ સારૂં જે ઘરોમાં એ ફર્યો હતો, એજ ગામ ને એજ ઘરો એની નજરે પડતાં. એના મનમાં એવા એવા વિચાર ઉત્પન્ન થયા કે, એનું વર્ણન જ થઇ ના શકે. લવારની, દરજીની, બધી દુકાનો પહેલાં જ્યાં હતી ત્યાં ને ત્યાં જ હતી. ૩૪ વર્ષ જેટલો લાંબો કાળ ગયા છતાં, ગામમાં બહુ ફેરફાર થયા ન્હોતા. એ દુકાનો આગળ જ મંગળે એને શિખામણો દીધી હતી તે યાદ આવી. તળાવ જોતાં એમાં એ કેવો ડૂબવા જતો હતો તે સાંભર્યું, મંગળે અસ્તરીબંધ અંગરખું, કુસુંબલ પાઘડી વિગેરે લઇ આપવા અને ચંચળ જોડે પરણાવી આપવા કેવી વાતો કરી હતી એ બધું જાણે કાલે જ ના બન્યું હોય એટલું એના સ્મરણમાં તાજું થઈ ગયું. મંગળને મરી ગયે પણ ઘણાં વર્ષો થયાં ને વચમાં વચમાં એ બહુ યાદ આવતો ખરો, પણ આજ જેવો આબેહુબ ચિતાર તો પુંજાભાઇના મનમાં કદી આવ્યો નહોતો.

“ મંગળે ભવિષ્ય ભાખ્યું હતું કે હું તાલેવંત માણસ થઇશ એ તો અક્ષરે અક્ષર ખરૂં પડ્યું છે, પણ એ પૈસો પેદા કરવાની શરૂઆત ક્યાંથી થઇ છે ? અહીંથી ! આ જ તળાવની પાળ ! પેલું ઝાડ ! વાણીઆની કેડેથી વાંસળી છોડીને જે રૂપીઆ મહાદેવમાં જઇને ગણ્યા એ જ રૂપિઆ, તે મ્હારી પ્રથમ કમાણી ! ઓ બાપ ! પૈસા રળવાનો એ ધંધો કેવો ? શું ઘોર કર્મ કર્યું છે !” એવા હૃદયવેધક વિચારો અત્યારે એના મનમાં ચાલતા હતા. જે દિવસે એ દુષ્ટ કર્મ એણે કર્યું તે જ દિવસથી એણે પૈસો કમાવા માંડ્યો

હતો. તે ધીમે ધીમે વધતાં આજે એને નવેનિધ અને અષ્ટાસિદ્ધ થઇ હતી. નસીબના ખેલ કેવા વિચિત્ર!

પુંજાભાઈ વિચાર કરવા લાગ્યો કે: "મ્હારી બધી ધનદોલત તથા આબરૂનો મૂળ પાયો ફોજદારી ગુન્હામાંથી હતો. પકડાયો હોત તો ફાંસી કે દેશનિકાલ સિવાય બીજી સજા ન્હોતી. ત્યારે હવે મ્હારે શું કરવું? ખુલ્લે મને બધું પાપ જાહેર કરી દઉં? કોની આગળ કરૂં? પરમાત્માની આગળ? પણ પરમેશ્વરે તો એ ગુન્હો ક્યારનો એ માફ કરી દીધો છે. મહંતે ખાત્રીથી કહ્યું હતું કે, સાધુસંતોને જમાડયાથી અને અન્નક્ષેત્ર વિગેરે બાંધ્યાથી પરમેશ્વર એવો ગુન્હો માફ કરે છે. મ્હેં પૂન્યદાન તો ઘણાં યે કર્યા, હજી પરમેશ્વરે મ્હારા સામું નહીં જોયું હોય? ને મ્હને રંકને હજી માફી નહી આપી હોય? પરમેશ્વર હશે ખરો?"

આવા આવા વિચાર પુંજાભાઇના મનમાં તે દિવસે આવ્યા કર્યા ને કોઇ વાતે નિરાંત વળી નહીં. પહેલાંના જેવોજ અજંપો પાછો થયો ને ક્યારે ચેન પડશે તે જણાયું નહીં. **એ શુભ અને અશુભ સંસ્કારોનું યુદ્ધ હતું અને મહાભારતના જેવું ભયંકર હતું!**

લગભગ એવી ને એવી જ સ્થિતિમાં પુંજાભાઇનું એક અડવાડીઉં, નરોડામાં વીતી ગયું. તુરત એ અમદાવાદ આવ્યા, મીલમાં વખતસર જતા ને કામ ઘણું હતું, પણ શેઠનું કોઈ બાબતમાં ઝાઝું લક્ષ રહી શકતું નહીં. પાછા કોઇ સંત સાધુ મળી આવે તો **હૃદયની અગન બુઝાય,** એ આશાએ જે કોઈ આવે તેને એવી બાતમી પૂછ્યા કરતા. પંદરેક દિવસ પછી ખબર પડી કે, નડીઆદમાં સંતરામના મંદિરમા કોઈ વિદ્વાન સંન્યાસી પધાર્યા છે. એક દિવસ કામનું બ્હાનું કાઢી એકલા જ નડીઆદ ગયા; સંન્યાસીને એકાન્તમાં મળ્યા. પેલા મહંત આગળ પોતાના ભાઈબંધની વાત હોય તેમ પડદો

રાખોને મોઘમ કહ્યું હતું, પણ આ મહારાજ પાસે તો બધી હકીકત ખરેખરી કહીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

સંન્યાસીએ કહ્યું: "જુઓ શેઠ! પાપ તો ભારે કર્યું છે, પણ પરમેશ્વર દયાળુ છે ને ગમે તેવું ઘોર પાપ હોય પણ શુદ્ધ અંતઃકરણથી એને માટે પશ્ચાતાપ થાય તો પરમેશ્વર ક્ષમા કર્યા વગર રહેતો નથી. બધાં પાપ કરતાં મનુષ્યમાં અહંકાર એ મોટો ભારે દોષ છે. તુલસીદાસજીએ સત્ય કહ્યું છે કે '**पाप मूल अभिमान**' માટે અભિમાન દૂર કરી નમ્રતાપૂર્વક પરમેશ્વરની હરહમેશ ક્ષમા માગો ને જરૂર ઇશ્વર સહાય કરશે."

પુંજાભાઇને આટલાથી સંતોષ થયો. તે વિચારવા લાગ્યો કે લોકો કહેતા હતા કે, આ સંન્યાસી જ્ઞાની છે તે ખરૂં જણાય છે.

સંન્યાસી બોલ્યો: "શેઠ! ત્હમારા મનમાંથી સંતાપ તદ્દન દૂર થાય એવો રસ્તો હું બતાવું છું. ઇશ્વર જે શિક્ષા કરે તે ધીરજથી ખમજો ને એની અથાગ કરૂણા ઉપર શ્રદ્ધા રાખજો."

પુંજાભાઈ બોલ્યો: "બાપજી! ખરૂં પૂછાવો તો મ્હને વધારે ચિન્તા એ જ રહે છે. હજુ સુધી મ્હને કશી શિક્ષા થઈ નથી, એટલે ૪૦ વર્ષે મ્હને સ્મશાનમાં આકાશવાણી થઈ હતી તે પ્રમાણે જરૂર કોઈ મહા ભારે શિક્ષા થવાની જ. અત્યાર સુધી મ્હારા બધા પાસા સીધા પડયા છે. પૈસો ચારે બાજુએથી ભરાતો રહ્યો છે. એક દુઃખ ફક્ત ખરેખરૂં પડયું છે; મ્હારી બાયડીના મોતનું. પણ પરમેશ્વરે ત્યાર પછી પાછી મ્હેર કરી છે ને આ નવી લાવ્યો છું, તે ગઇ તેના જેવી જ મળી ગઇ છે. છયેછોકરાંથી યે ભલા સંતોષ છે ને હાલમાં તો મ્હારે કોઇ વાતની ઉણપ નથી."

સંન્યાસીએ કહ્યું: "પરમેશ્વર ત્હને સજા જ એ રીતે કરે છે. બધી વાતમાં ત્હને ફતેહ અપાવે છે. એજ એની શિક્ષાની શરૂઆત

મ્હને તો લાગે છે. એ દુષ્ટ કામ પછી તરતમાં ત્હારે માથે કંઈ દુઃખ આવી પડ્યું હોત તો ત્હને એ શિક્ષા જેવું જણાત. આ તો ત્હારા કહેવા પ્રમાણે 'બધા પાસા ત્હારા સીધા પડ્યા છે.' તું હજી સુધી મહા ભાગ્યશાળી ગણાય છે, અને પરમેશ્વરે ભવિષ્ય ઉપર એ શિક્ષા મુલતવી રાખી છે એમ તું માને છેઃ ૪૦ વર્ષ પૂરાં થાય તે પહેલાં ત્હારે માથે કાંઈ આફત આવે, કે કાંઇ મંદવાડ થાય તો સારૂ, નહીં તો ત્હારી દશા ઘણી જ ખરાબ થશે. ૪૦ વર્ષ પૂરાં થયે જો કંઇ પણ ન જ બન્યું તો ત્હારે પૈસા ટકાનું તો દુઃખ નથી; શરીરસંપત્તિ સારી છે; તું નસીબદાર છે; વેપારધંધો આબાદાનીમાં છે એટલે હમણાં તને જે ચાલીસ વર્ષ પછી શિક્ષા થવાની બ્હીક છે તે જતી રહેશે. ઇશ્વર ઉપર ત્હને શ્રદ્ધા કે વિશ્વાસ તો છે નહી, પણ એની બ્હીક છે પછી તે જતી રહેશે, અને આ પૃથ્વી પર મૃત્યુ લોકમાં ત્હને એ શિક્ષા છેલ્લી થશે ! મનુષ્યોને કાન છે, છતાં સાંભળતા નથી, આંખો છે પણ જોતા નથી. ખરી રીતે જોતાં જે મહાદુર્ભાગ્ય છે તેને તું સુભાગ્ય સમજે છે. દુઃખને સુખ કહે છેઃ 'ઓહો ! શો સુખી માણસ છે ? પરમેશ્વરની એના ઉપર શી મહેરબાની છે ? બધામાં કેવો ફાવે છે ?" પણ એમની ભૂલ છે. આ સ્થિતિ તે મહેરબાની નથી પણ શિક્ષા છે. હું તો ત્હને એટલે સુધી કહું છું કે ત્હારા આ કામને લઇને નહી પણ ત્યારે કશો દોષ ન હોય એવા કોઇ અજ્ઞાત કારણસર પણ ત્હને કંઈ વીતે તો સારૂં. હું વિના કારણ હેરાન થાઉં છું એમ ત્હને લાગે, લોકો ત્હારા કોઇ અપરાધની સજા ગણે એવું થાય તોપણ હરકત નહીં. પણ ત્હારા મરણ સુધી જો સીધું ચાલ્યા કર્યું, બધામાં બેડો પાર થયો, તો તો લોકો ત્હારાં વખાણ જ કર્યા કરશે ને ત્હને સાતમે આકાશે ચ્હડાવશે; ત્હારા મહા પાપની કે દુરાચરણની વાત એમના જાણવામાં નહી આવે. ન કરે નારાયણ ને જો હું કહું તેમજ બન્યું તો ત્હારા ભોગ મળ્યા, સમજજે."

"મ્હારે કરવું શું? સ્વામિજી! મ્હને કંઇ રસ્તો દેખાડો." પુંજાભાઇએ કહ્યું: "ઇશ્વરને સંતોષવા માટે ને એ મ્હારા ઉપર દયા કરે તે સારૂ મ્હેં યથાશક્તિ પુન્યદાન કર્યું છે. મ્હેં શિવાલય બાંધ્યું છે. સદાવ્રત ચાલે છે."

"ખરૂં" સ્વામિજીએ કહ્યું: "બધી મિલ્કત દાનમાં આપે, પણ પ્રેમ વગર આપેલી વસ્તુનું કંઈ જ ફળ નથી. શિવાલય બાંધીને કે ગરીબગરબાંને આપીને તું શું પરમેશ્વરને લાંચ આપવા માગે છે? તું શું એમ સમજે છે કે પરમેશ્વર લાંચીઓ છે? **પરમેશ્વર પ્રેમ-સ્વરૂપ દયામય છે. જ્યારે આપણા અંતઃકરણમાં પ્રેમ પ્રવેશ કરે છે ત્યારે જ ઇશ્વર આપણા હૃદયમંદિરમાં પ્રવેશ કરે છે—ત્યાં સુધી નહીં.** શુદ્ધ અંતઃકરણ વગર આપેલું દાન વ્યર્થ છે. ખરી લાગણી વગર તું ગમે તેટલાં મંદિરો બાંધે, ગમે તેટલી દક્ષિણા આપે, પણ સર્વ નકામું છે. હા, લોકોમાં ત્હારી કીર્તિ થશે. લોકો ત્હને એનો બદલો આપશે, પણ પ્રભુ પાસે તું કંઈ પણ આશા રાખતો નહીં."

પુંજાભાઈ લેવાઇ ગયો ને કહેવા લાગ્યો: "ત્યારે શું આ મ્હારૂં કર્યું કારવ્યું રદ ગયું? હવે મ્હારે કરવું શું? પેલા મહંતે ને બધા બ્રાહ્મણોએ તો મ્હારાં સર્વ પાપ બળીને ભસ્મ થઈ ગયાં એમ ખાત્રીથી કહ્યું હતું, અને વળી એમ પણ કહ્યું હતું કે, હવેને જન્મે તો મ્હને એકનું હજારગણું મળશે. એ બધા શાસ્ત્રભણેલા ને વિદ્વાન પુરૂષો હતા."

"હશે, હું બ્રાહ્મણોની કે સાધુઓની નિંદા કરવા નથી માગતો. ત્હમારા લોકોમાં વ્હેમ અને અજ્ઞાન બહુ છે. કેટલાક બ્રાહ્મણો તદ્દન સ્વાર્થ સાધવા ત્હમારા લોકોને ઉલ્ટા જ પાટા બંધાવે છે. સાધુઓમાં પણ હજારે એકાદ જ્ઞાની પુરૂષ મળી આવે છે. બાકી, બધા તો બાઉધરા ને પ્રપંચી થઇ ગયા છે. શુદ્ધ ધર્મનો માર્ગ બહુ જ

સરળ છે. અને ગમે તેવો પામર અને મૂર્ખ મનુષ્ય પણ સ્હેલાઇથી ધર્મમાર્ગનું અનુકરણ કરી શકે છે; પરન્તુ હોમ ક્રિયાકાંડ અને પૂજાના આડંબર દિનપ્રતિદિન આપણા દેશમાં એટલા વધી ગયા છે કે એની ગૂંચવણમાં ફસાઇ ગએલા શ્રદ્ધાળુ ને ભોળા લોકો, ઇશ્વરનું, અને ધર્મનું સિધ્ધું અને સરળ અનુશીલન સમજી જ શકતા નથી. ત્હારામાં ઇશ્વરને માટે બહુ ભક્તિ જણાતી નથી. ખરી ભક્તિ વગર ત્હારા જેવા પાપીનો શી રીતે ઉદ્ધાર થાય તે હું સમજી શકતો નથી. ઇશ્વરના દરબારમાં કોઇની મારફતે જવાતું નથી. સિદ્ધા આપણે જાતે જવું પડે છે. કેમ, હું કહું છું તે ધ્યાનમાં આવે છે? સમજણ પડે છે?"

પુંજાભાઇએ મહારાજના સામા બે હાથ જોડ્યા અને કહ્યું: "પ્રભુ! મ્હારો ઉદ્ધાર થાય એવો કંઈ રસ્તો બતાવો."

સંન્યાસીએ કહ્યું: "હું બતાવીશ ખરો; પણ ત્હારાથી બનશે નહી."

"જરૂર બનશે, આપ કહેશો તે કરવા હું તૈયાર છું" પુંજાભાઇએ કહ્યું.

"ત્હારી દ્દઢતા બાબત મ્હને બહુ શંકા છે, ને ત્હારૂં મનોબલ મ્હને તો બહુ શિથિલ લાગે છે, તે છતાં ત્હારો આગ્રહ છે ને ખાસ મ્હારી સલાહ લેવા અમદાવાદથી આવ્યો છે ત્યારે મ્હને જે ઠીક લાગે તે સ્પષ્ટ કહેવું એ મ્હારો ધર્મ છે. જો સાવધાન થા. સાંભળ. ત્હારી બધી મીલ્કત–પાઇએ પાઈ ધર્મમાં ખર્ચી નાખ. એનાથી મનુષ્ય ભાઇઓનું કલ્યાણ થાય એવું કંઈ કર. ત્હારી પાસે કંઈ પણ ના રાખતો. પહેરેલે લૂગડે ઘરબાર છોડી દે. ત્હારો બધો પૈસો મૂળ પાપમાંથી શરૂ થયો છે. ખુશીથી એ સર્વસ્વનો ત્યાગ કરે. પછીથી ત્હારાથી ઇશ્વરને મળી શકાશે. ને પછીથી ત્હારૂં ઘોર પાપ માફ થશે.

બધું જ આપી દે. કંઈજ પાસે ના રાખતો. દુનિયાના ડાહ્યા પુરૂષની સલાહ લેતો નહીં. આ વખતનું દાન બહુ જ છાની રીતે–ગુપ્ત રહીને કરજે. શહેરમાં તારા બણગાં ફુંકતો નહીં." સંન્યાસી મહારાજે સ્પષ્ટપણે કહી દીધું.

"મ્હારા પાપમાં મ્હારા છોકરાંનો કંઈ ભાગ ન્હોતો" પુંજાભાઈએ કહ્યું: "એમને ભિખારી બનાવું? નાગા થઈને ચંદરવા બાંધવાનું જ આપનું કહેવું થયું છે! બાપજી! માફ કરજો!"

"ત્હારાં છોકરાંની સંભાળ ઈશ્વરને સોંપ. દાંત આપ્યા છે તે ચાવણું આપશે. તું શું સંભાળવાનો હતો? અને ત્હારૂં કર્યું પણ ક્યાં સુધી રહેશે? હું જાણું છું કે ત્હને ઇશ્વર ઉપર શ્રદ્ધા જ નથી. ભક્તિ વગર કે ઈશ્વિર ઉપર પ્રેમ વગર ત્હારૂં ગમે તેવું ઉદાર દાન હશે, પણ તેનાથી ઇશ્વર રીઝશે નહીં. બીજો કોઈપણ માણસ ત્હને ત્હારા સિવાય કામનો નથી. "**આત્મા જ આત્માનો શત્રુ ને આત્મા જ આત્માનો મિત્ર છે.**" ઇશ્વર ઉપર પ્રેમ તો જોઈશે, અને એ પ્રેમનો ત્હારા હૃદયમાં આવિર્ભાવ થાય તેટલા જ માટે આ શિખામણ હું ત્હને આપું છું. જ્યારે સર્વે ધનદોલતનો તું ત્યાગ કરીશ અને ત્હારાં બાલબચ્ચાંને માટે કંઇપણ નહી રાખે ત્યારે જ ઇશ્વરનું ખરૂં શરણ એમને મળશે, ઈશ્વર માટે પ્રેમ ઉત્પન્ન કરવાનો એ જ માર્ગ છે. ધર્મના કામમાં ત્હારા લાખ્ખો રૂપિયા ખર્ચાય એ આમાં અગત્યનું નથી. ઇશ્વરની નજરમાં લાખ્ખો રૂપિયાનો શો હિસાબ છે? એ તો માટી છે. નજીવી વસ્તુ છે. માયા છે. ધર્મનાં કામ એ શું છે? એનાથી યે પરમેશ્વર છેતરાતો નથી. આ બાબતમાં મુદ્દાની વાત એ છે કે, ત્હારાં વ્હાલામાં વ્હાલાં બાળકોને માટે પણ તું કંઈ નહીં રાખીને, એમને માત્ર ઇશ્વરને ભરોસે મૂકવા તૈયાર છે એવું બતાવી શકે. ત્હારા આત્માનું કલ્યાણ આ રીતે જ થશે એમ મને સ્પષ્ટ લાગે છે." સંન્યાસીએ શાન્ત ચિત્તે સમજણ પાડી.

પુંજાભાઇ ચૂપ થઈ ગયો. ભોંય સામું જોઈ રહ્યો ને મોં પરથી બહુ બેચેન હોય એમ લાગ્યો.

સંન્યાસીએ કહ્યું, " જુઓ, શેઠ સાહેબ! કામ બહુ ભારે છે. સોયના નાકામાંથી ઉંટ કદી નીકળી જાય, પણ તાલેવંતની પાસેથી પૈસો કદી ના છૂટે! પૈસો એ બડી પ્યારી ચીજ છે. પ્રભુના દરબારમાં આપને માટે જગ્યા નથી. હવે પરમાત્મા પોતેજ આપને યોગ્ય માર્ગ બતાવો! હવે મ્હારે કંઇ કહેવાનું નથી. આપ પધારો. "

પુંજાભાઈ શાન્તિ રાખીને પગે લાગ્યો ને ત્યાંથી નીકળ્યો.

ઘેર આવીને વહુને કે છોકરીને કંઇજ વાત કરી નહીં. દિનપ્રતિદિન એની ઉદાસી વધી.

---

## [ ૮ ]

નડીઆદની વાત એની વહુએ એને પૂછી ત્યારે એ જુઠ્ઠું બોલ્યો કે, મહારાજ તો સાંજ સુધી મળ્યા જ નહીં.

વારંવાર એ વિચાર કરતો કે, " ધનદોલત બધું આપી દે ને પાસે પાઈ પણ રાખતો નહીં! ઠીક ધંધો! અલ્યા, પણ કંઈ કારણ? જેવા પોતે નાગા તેવા બીજાને નાગા કરવા છે! એણે કોઈ દહાડો પૈસો દેખ્યો જણાતો જ નથી. એની પાસે પહેરવાને વસ્ત્ર નથી કે સુવાને ગોદડી સરખીયે નથી. ચ્હડ જા બેટા શૂળી પર, ખુદા ભલા કરેગા. અહીં તે ખાખી બંગાળી દીઠા? એ તો સંત વેરાગી લોકોનું કામ. છતે પૈસે ભિખારી થવું એ કેવો ધર્મ? ધારો કે પૈસા આપી દીધા. પછી? પાછું કોઈ જાણે નહીં એમ આપવા; માન, અકરામ, કીર્તિ એ કશાની ત્હારે પરવા ના કરવી. ઠીક ભાઇ! તું કહે એ ખરૂં! છાપાવાળાને ખબર ના પડવા દેવી? સાહેબબાહેબ ના જાણે એમ બધું ખર્ચી નાંખવું? જાણે છોકરાં! કારણ કે બધો પૈસો ઘરમાંથી

જાય એટલે ભિખારીની દશાએ પહોચે. પછી તો કોણે એ દશા કરી એ બધું એમના તો જાણ્યામાં આવે જ ને ?" આ વિચારો બહુ ભયંકર લાગ્યા.

"હું જ મૂર્ખો તે એવા વ્હડાઉ અને બેપરવા સંન્યાસી પાસે ગયો. મ્હો પરથી જ ૬૦ વર્ષ તો થઇ ગયાં લાગે છે. આપણા લોકો કહે છે કે, 'સાઠે બુદ્ધિ નાઠી;' એમ જ લાગે છે. હું એવા વિરક્ત સંન્યાસી પાસે ગયો એ જ મ્હારી ભૂલ થઇ. હું રહ્યો દુનિયાદારીનો માણસ. પાકો સંસારી. માટે સંસાર અસાર ગણતા હોય એવા માણસની સલાહ નકામી. સંસારમાં રહેતો હોય, લોકો ઉપર ભાવ હોય ને છેક અતડો ના હોય એવો કોઈ જ્ઞાની શોધી કહાડું. આ તો જાણે કોઇ અઘોરી જેવો હતો. સ્મશાનમાં રહેવા લાયક હતો. ન્હાના હતા ત્યારે તો નાગા ફરતા હતા. અણસમજમાં બહુ યે પાપો કર્યા હશે તેમ મ્હારાથી યે બનવાકાળ બની ગયું; તેનું આજ સુધી શું છે ? પ્રમાણિકપણે આટલાં બધાં વર્ષો ત્યાર પછી તો રહ્યો છું, અને વળી લોકોપયોગી ઘણા કામમાં પરમાર્થ કર્યો છે. લોકોમાં આટઆટલી આબરૂ મેળવી તે અમથી મળી હશે ? લોક ગાંડા હશે ? ગરીબગરબાંને મારી ઓછી મદદ છે ? તંગીમાં આવી પડેલાં કેટલાં કેટલાંને મદદ કરી છે ? દેવમંદિરો ખાતે પણ એટલો પૈસો વેર્યો છે; શંકરાચાર્યજી, ગોસ્વામીજી મહારાજ, મહંત, એ બધા એ સંન્યાસી કરતાં કમ હશે ? ને પેલા બધા વિદ્વાન બ્રાહ્મણો ? હજી એ બિચારા જ્યાં જાય છે ત્યાં મ્હારાં પૂન્યદાન ને ધર્મનીતિનાં વખાણ કરે છે. કેટલા યે પૈસાદાર લોકોને એ બધા મ્હારો દાખલો આપે છે. હોમ, યજ્ઞ થઈ ગયાં. બ્રહ્મભોજન થઇ ગયું; ને આ જન્મનાં તો શું, પણ પાછલા કેટલા યે જન્મનાં પાપ તો ક્યારનાં યે બળીને ભસ્મ થઈ ગયાં ! હવે કંઇ જ ચિન્તાનું કારણ રહ્યું નથી. ઘર બાળીને તીરથ કરવું કે નાગા થઇને ચંદરવા બાંધવા એ કંઇ ધર્મ નથી. બધું વિવેકસર થવું જોઇએ, અક્કલ વેચીને નહીં. જાતે

બાવા થઇ જવું ને છોકરાંને ભિખારી કરવાં એ તે કંઈ વાત ? મ્હને તો એમ જ થાય છે કે, બધું મૂકીને એ સંન્યાસીને એ શું સુઝ્યું ? શું બધું ગરીબગરબાંને આપી દઇએ એ પણ સારૂં છે ? આળસુ લોકોને દરિદ્ર કરવાનાંઃ ઘરનાં છૈયાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો ! પરમેશ્વરને ભિખારાં એટલાં બધાં વ્હાલાં છે કે આપણા લોકોએ સપ્ત વૈતરૂં કરીને સર્વસ્વ એ બધાંને આપી દેવું ! એના કરતાં તો હું કહું છું કે, મીલ જેવો મ્હોટો ઉદ્યોગ કહાડીને હજારોને ધંધે રોજગારે વળગાડવામાં વધારે પુણ્ય છે. આપણને મીલબીલમાં ફાયદો તો મળે; પણ બીજા કેટલા લોકોને એનો લાભ અપાય છે ? આપવું છે મજુરી કરાવીને, મફત નહીં. પણ એમને મજુરી મળે છે ને આપણને લાભ થાય છે; ગરીબ લોકોમાં ઉદ્યમી થવાની ટેવ પડે છે. એમને પૈસો મળે છે ને બિચારા સુખી થાય છે. ત્યારે આવું આવું તો મ્હેં કર્યું છે. અત્યારે મીલમાં બે હજાર માણસ કામ કરે છે. પગાર આપવામાં કોઇને હેરાનગતી નથી. કોઇનો પૈસો ખાવો કે એની પાસે મફત મજુરી કરાવવી હરામ છે. ત્યારે આ બધું એક રીતે જુઓ તો પુણ્ય નથી ? મ્હને તો લાગે છે કે, એ સંન્યાસીનું કહેવું બધું ભૂલભરેલું છે. એમના એકલા ઉપર નથી, બીજા ઘણા યે એવા મતના હશે. "દાન કરો ! દાન કરો !" શું દાન કરે ? ત્હમે દહાડો ને રાત કામ ર્ક્યા કરો, પૈસો ખરા પરસેવાનો રળો ને જે લોકો જાતે મહેનત, ના કરે તેમને આપી દો ? એ ભિખારાંને પારકે પૈસે મઝા ? પૈસો કેમ રળાય એનું ભાને નહીં ને દરકારે શું કામ કરે ? લોકો ગરીબ જ શું કામ રહેતા હશે ? કારણ કે એમને જાતે તસ્દી લેવાની મરજી જ હોતી નથી. આળસમાં પડી રહે છે એટલે ગરીબ રહે છે. અને જે જાતે કામ કરે છે; જેમને પરમેશ્વરે બુદ્ધિ આપી છે, તે તાલેવંત થાય છે. ને આળસુ ને મૂર્ખ માણસો આખી જીંદગી સુધી ગરીબાઈ વેઠે છે. ખરી વાત

આમ છે ને સંન્યાસી વિગેરે બીજા પણ એવા મતના છે કે, ત્હમે તાલેવંત લોકો બધું ગરીબને આપી દો. ત્હમારી પાસે પુષ્કળ છે તેથી જેમની પાસે સમૂળગું નથી તેમને આપીને ત્હમે બે સરખા થાઓ, તો સ્વર્ગમાં જશો. એ લોકોનું એમ કહેવું છે કે, પરમેશ્વરે જાતે કહ્યું છે કે, મ્હારા દરબારમાં તાલેવંત લોકોને માટે જગ્યા નથી ! ઠીક ! એ લોકો સ્વર્ગમાં જઇને જોઈ આવ્યા હશે ! ઇશ્વર સર્વવ્યાપક છે. કલ્યાણમય અને દયાળુ હોય તો ગરીબોને બહુ વ્હાલા કરીને તાલેવંત લોકોને અળખામણા કરે ?" આ રીતે વિચાર કરતાં પુંજાભાઇ, આખરે ઇશ્વર નથી જ, એવા સિદ્ધાંત પર આવ્યો.

---

## [ ૯ ]

આ પછી બે ત્રણ વખત પુંજાભાઇને મુંબાઈ જવું આવવું થયું. ત્યાંનો વેપાર, લેવડદેવડ બધું જોઇને પોતાના સિદ્ધાંત દઢ થતા ગયા. ધર્મીને ઘેર ધાડ ને કસાઇને ઘેર કુશળ જોયું. મુંબઈમાં નીતિ સત્ય, પ્રમાણિકપણું એના જોવામાં આવ્યાં નહીં. ત્યાંના મ્હોટા મ્હોટા વ્હેપારીઓના કરતાં પોતે ઠીક છે એમ લાગ્યું.

દરમીઆન વર્ષ સારૂં આવ્યું ને મીલો કમાઇ. પુંજાભાઇને પણ આ વર્ષમાં ઘણો લાભ થયો. વળી ઘેર બે લગ્નો, છોકરા છોકરીનાં બડી ધામધૂમથી કર્યાં. દીકરીને માટે સારા ઘરનો, ભણેલો વર શોધી કહાડયો, કન્યાદાનમાં ઘર, લુગડાં, ઘરેણાં વિગેરે સારૂં આપ્યું. છોકરો પણ મુંબઇની કોલેજમાં ભણતો હતો તેને છેક અત્યારે પરણાવ્યો. સુધારાવાળામાં ને સાહેબલોકમાં પણ શેઠનાં માન વધ્યાં. કારણ બાળલગ્ન શેઠે નહીં કરતાં બન્ને છોકરા છોકરીનાં મ્હોટી ઉમ્મરે લગ્ન કર્યાં. છોકરાના નામની પણ સારી રકમ બેન્કમાં જૂદી મૂકી. એમ હર્ષઉત્સવમાં દહાડા નીકળી ગયા.

* * *

પરંતુ હવે પેલી વાતને ૪૦ મું વર્ષ બેસવા આવ્યું ને શેઠના પેટમાં પાછી ફાળ પડી. આ વર્ષના શ્રાવણ માસમાં શેઠાણીએ નરોડે જવાનું ઠરાવ્યું, પણ આ વખતે શેઠે કામનું બહાનું કાઢીને જવાની ના પાડી. શેઠાણીને એકલાં જ મોકલીને પોતે બંગલે રહેવા ગયા. **દિવસ પર દિવસ જતા ગયા, તેમ મનની મુંઝવણ પાછી વધતી ગઇ.** એ ગુનોહ આસો શુદ ૨ ને દિવસે થયો હતો ને આ ૪૦મું વર્ષ ઘણા દિવસથી એ બ્હીતો બ્હીતો સંભારતો હતો તે પાસે આવી પહોંચ્યું. તરેહ તરેહવારની સજાઓ એણે ધારી મૂકી હતી. તેમાંની કઇ પરમેશ્વર કરશે તેજ બાબતની ચિન્તા કરતો હતો. કોઇ વાર એ ધારતો કે, મ્હને કોઈ મોટો ભયંકર મંદવાડ આવશે, ને તેથી વારંવાર પેટ જોયા કરતો કે મ્હને જલંદર તો નથી થતું ને? વળી છાતી ઉપર ટકોરા મારી જોતો કે ક્ષયરોગ થતો હશે? એમ ફેફરૂ, લકવો અજીર્ણ વિગેરે રોગોની તપાસ કરતો ને જાતે નાડી જોયા કરતો ને દાક્તરોની પાસે હૃદય તપાસ-રાવતો. વળી, એને એમ થઇ આવતું કે મ્હને એકાએક માથે ગરમી ચ્હડી જશે? અથવા ઘરમાં લ્હાય થશે ને હું એકાએક બળી મરીશ? વળી એમ લાગતું કે, ઘરનું છાપરૂં મ્હારા પર પડશે ને હું ચગદાઇ જઈશ? કોઈ મ્હને એકાએક પકડીને મ્હારા ગળામાં છરો ભોંકી દેશે તો? કોઇ મ્હારી ચ્હડતીની અદેખાઈ કરીને છૂપી રીતે મ્હને છાનોમાનો પકડીને ગૂંગળાવી નાંખશે તો? વળી કોઇ દિવસ એમ લાગતું કે, આ રસોઇઆને થોડી લાંચ આપીને કોઇ મ્હારા ખોરાકમાં ઝેર તો નહી નંખાવે? પેલાં ભૂત પાછાં એની નજરે ચ્હડવા લાગ્યાં. આવા દુ:ખથી અતિશય કાયર થઇ આખરે એણે પોતાના છોકરાને મુંબાઇથી બોલાવીને પોતાની પાસે રાખ્યો. એક દિવસ પુંજાભાઇએ પોતાના દીકરાને બોલાવીને કહ્યું: “ ભાઇ મણિલાલ, મ્હારે ત્હારી સાથે એક વાત કરવાની છે. અમારા કમનસીબે અમારા વખતમાં તમારા જેવું ભણવાનું ન્હોતું એટલે છેક મૂર્ખ રહ્યા છીએ. તેમ

વળી મ્હારા નસીબમાં તો એ અક્ષરે જાણવાનું ન્હોતું. મ્હેં તો નિશાળ જોઇ નથી ને પાટી ઉપર ધૂળ સરખીયે નાખી નથી. આ જે હિસાબ કિતાબનું ને લખતાં વાંચતાં આવડે છે તે છેક અમદાવાદ આવ્યા પછી હું જાતે શીખેલો."

મણિલાલે કહ્યું: "પણ આ બધાનું આજે શું છે!"

પુંજાભાઇએ કહ્યું: "જો ભાઈ, મ્હોટો દીકરો ભાઇબંધ જેવો. મ્હારો સ્વભાવ તું જાણે છે. મ્હેં કોઇ દિવસ ત્હારી આગળ બીજાઓની માફક કોઇની વાત છાની રાખી નથી. ત્હેમાં યે ખાસ ત્હારી આગળ બધા કરતાં વિશેષ. તું સમજણો થયો ત્યારથી અત્યાર સુધીમાં ગમે તેવી અગત્યની વાત હશે, પણ તને કહ્યા વગર હું રહ્યો નથી; પણ મ્હારી એક વાત તું જાણતો નથી. ત્હારો જન્મે ન્હોતો ત્યારની એ વાત છે. બનાવ એવો બન્યો છે કે, અત્યાર સુધીમાં મ્હેં કોઇને મોંએ એની વરાળ સરખીયે કાઢી નથી. ત્હારી મા બિચારી એ જાણતી હતી, પણ એ ગઈ ને મ્હને દુ:ખી કરતી ગઇ. ત્હમને કોઇને મ્હેં નહીં કહેલું તેનું કારણ તમારા ઉપર વિશ્વાસ નહીં એવું કંઈ નહીં. પણ ભાઇ, માણસના અંતઃકરણમાં ગયા જન્મનાં એવાં સંચિત કર્મ રહેલાં હોય છે કે એને બળે પ્રારબ્ધ અનુસાર થઇ ગયેલાં કેટલાંક પાપો ફરી યાદ કરતાં બહુ દુ:ખ થાય છે. મનમાં જાણે એમજ થાય છે કે, કશું બન્યું ના હોત તો સારૂં થાત. પણ આપણે જાણી સમજીને હાથે કરીને કર્યાં હોય એટલે બન્યું ના બન્યું થાય શી રીતે?"

"બાપા!" મણિલાલે કહ્યું, "આ દુનિયામાં કોઇપણ માણસ એવા નહીં હોય કે જેનાથી કંઇ ને કંઇ પાપ ના થયું હોય; ને જ્યારે જ્યારે એને યાદ આવે ત્યારે જીવ પણ બળે. ત્હમારાથી કંઈ એવું કામ થઈ ગયું જણાય છે, જે ના બન્યું હોત તો સારૂં થાત એમ ત્હમને લાગે છે ને એ જ્યારે જ્યારે યાદ આવે છે, ત્યારે ત્હમારા મનને કલેશ થાય છે. ખરૂં બાપા? એમજ ને?"

"હા ભાઈ, એમજ. ત્હારૂં કહેવું તદ્દન ખરૂં છે," પુંજાભાઇએ કહ્યું, "જો તું હવે મ્હારો સ્વભાવ જાણે છે. હું કોઇને હેરાન કરૂં એવો છું?"

મણિલાલ: "તમે, બાપા, આમ ગભરાઇ ગયા હો એમ શું કામ બોલો છો? તમે એમ પૂછો છો કે હું કોઇને હેરાન કરૂં એવો છું? પણ મ્હારો જવાબ એ છે કે, આ દુનિયામાં કોઇ પણ માણસ બધાને ખુશી કરી શકે એવો તો થયો નથી ને થવાનો યે નથી. હંમેશા કોઇ ને કોઇ માણસ તો તમારા કોઈ કામથી નારાજ હોય જ અને તે બડબડયા કરે કે તમે જ તેનું બગાડયું. તમારી બાબતમાં એમ બન્યું હોય તો નવાઇ નથી. પણ જાણી જોઇને ઇરાદાપૂર્વક તમે કોઇનું બગાડયું હોય એમ હું માનતો નથી."

પુંજાભાઈ: "જ્યારથી અહીં આવીને વ્હેપાર શરૂ કર્યો છે ત્યારથી આજ સુધીમાં મ્હારૂં અંતઃકરણ ઠપકો દે એવું એક પણ કામ મ્હેં કર્યું નથી. પણ ન્હાનપણમાં હું છેક નાદાન, અનુભવ નહિ, છેક ગરીબ સ્થિતિ, ખાવાના યે સાંસાં, કશું જ્ઞાન જ નહીં, કોઇ સારી શિખામણ આપનાર નહીં, ને ખરૂં પૂછાવો તો, પાપ કે પુણ્ય શું તેની મ્હને ગતાગમ પણ હતી નહીં, મ્હારામાંજ સમજણ કાચી એટલે બધી વાતે પારકી બુદ્ધિ પ્રમાણે ચાલવું પડે; બધી વાતમાં બીજાની સલાહ મ્હારે લેવામાં લેવી પડતી. મણિભાઇ! એ વખતમાં મ્હેં એક બે, બચારા નિર્દોષ માણસોને હેરાન કર્યા છે. બનવા કાળ બની ગયું. પછી એનો ઇલાજ પણ શો કરૂં? એ બન્ને રામશરણ થઇ ગયા!"

મણિલાલ: "બનવા કાળ બને છે એમાં તમે શું કરો! હોય એ વાતને હવે શું છે? ગઈ ગુજરી ભૂલી જાઓ."

પુંજાભાઇ: "ગઈ ગુજરી ભૂલાતી નથી એજ દુઃખ છે,

**ભાઈ! માણસોનું કમભાગ્યજ એ છે કે, ખોટું કામ એક વાર થઇ ગયું પછી કોઈ ઉપાયે એ ન થયું થતું નથી."**

મણિલાલ: "બાપા, ત્હમારા બોલવા ઉપરથી લાગે છે કે, ત્હમને એનો પશ્ચાતાપ થાય છે. સુધારી શકાય એવું હોત તો તમે સુધારેત. હેરાન થએલા આદમીઓ મરી ગયા એમાં ત્હમારો કાંઇ દોષ હતો!"

પુંજાભાઇ: "હોય તો?"

મણિલાલ જરા ફિક્કો પડી ગયો અને ગભરાયો. પુંજાભાઇ મણિલાલના મ્હોં પર વિકાર જોઈને બોલવા લાગ્યો:

"એ બધું કેમ બન્યું હતું તે હું ત્હને આજ નહી કહું. ધીમે ધીમે કોઇ બીજી વખતે હું ત્હને બધું કહીશ. હાલમાં એ બધું કહેવા બેસું તો પાછું મ્હારૂં શેર લોહી બળી જશે."

મણિલાલ: "એ બધું મ્હારે વિગતવાર જાણવાની જરૂરે શી છે? એનો સાર હું સમજી ગયો. ત્હમારાથી કોઈ માણસોને હેરાન થઇ ને એથી એ માણસ મરી ગયાં એ ખરૂં કે નહીં?"

"ખરૂ," બાપે દિલગીરીભરેલે ચ્હેરે જણાવ્યું: "પણ બધી વાત મ્હારે તને એક દિવસ કહેવી છે. એનાથી લગભગ ચાળીસ વર્ષ સુધી હું દુઃખી થયો છું ને હજી પણ ધાઉં છું. મ્હારૂં અંતઃકરણ એ માટે એક દિવસ એવું ડંખ્યું છે કે સ્મશાનમાં જ્યાં એમને બાળ્યા હતા ત્યાં આગળ મધરાત્રે જઇને મ્હેં મ્હારા પાપને માટે ઇશ્વરની ક્ષમા માગી હતી. ત્યાં આગળ ચિતાની રાખમાંથી જાણે મ્હેં એક અવાજ સાંભળ્યો હતો કે: "પ્રભુ! જેણે મ્હારી આ દશા કરી તેને તું યોગ્ય શિક્ષા કરજે!" એના જવાબમાં જાણે ક્યાંથી યે, એક, ભયંકર અવાજ થયો હતો કે "૪૦ વર્ષ પછી હું એને સજા કરીશ" હવે એ ચાળીસ વર્ષ પૂરાં થવા આવ્યાં છે. ઇશ્વર મ્હને શી સજા કરશે? ત્હેની આજકાલ હું રાહ જોયા કરૂં છું. **આસો સુદ ૨ ની અધરાતે બરાબર ચાળીસ વર્ષ પૂરાં થાય છે.** ભાઈ! મણિ-

ભાઇ! આની જ મ્હને અતિશય વેદના થાય છે. અને તેનાથી જ હું આટલો રિબાઉં છું."

"આ બધું ત્હમારા મનને લાગ્યું છે એજ મુખ્ય વાત છે." મણિલાલે કહ્યું: "એક દિવસ ત્હમે ગભરાયા અને એવા ગભરાયલા ને ગભરાયલા, સુસ્ત, ઉંઘણશી જેવી હાલતમાં ત્હમે સ્મશાનમાં ગયા! ઠીક, ત્યાં એવી હાલતમાં તમારા મનને જે લાગ્યું તે ખરૂં જોતાં, તદ્દન અસંભવિત છે. જે અવાજો ત્હમે સાંભળ્યા તે ખરી રીતે રખીઆમાંથી કે આકાશમાથી કંઇથી યે નીકળ્યા નથી. એ બધા નીકળ્યા છે ત્હમારી જ કલ્પનામાંથી! ત્હમારા જ ઉશ્કેરાયલા, અવ્યવસ્થિત થએલા જ્ઞાનતંતુઓમાંથી એ બધું નીકળેલું!"

"મ્હેં પણ ઘણીવાર એમજ વિચાર કરેલો છે, ખરો" પુંજાભાઈએ કહ્યું: "પણ કોઈ વાર વળી મ્હને એમ પણ લાગે છે કે, એ પરમેશ્વરનો જ અવાજ હશે અને ઇશ્વર ૪૦ વર્ષ પછી મ્હને સજા કરવાનો જ. મણિભાઈ, તું હોશિયાર ને વિદ્વાન માણસ છે. તું શું ધારે છે? પરમેશ્વર હશે કે નહી?"

"નહીંજ" મણિલાલે કહ્યું: "આ દિવસોમાં મૂર્ખ અને અજ્ઞાન માણસો સિવાય ઈશ્વરને કોણ માને છે?"

"વાહ! એ શું બોલે છે? ઘણા યે માણસો ઈશ્વરને માને છે ને બધા ધારે છે એવા મૂર્ખ કે અજ્ઞાન નથી. ઘણા યે વિદ્વાન ને હોશિયાર માણસો ઈશ્વર ઉપર શ્રદ્ધાવાળા છે."

"કારણ કે એ લોકોએ બુદ્ધિપૂર્વક કોઈ દિવસ એ સંબધી તર્ક કરી જોયો નથી, તેથી જેમણે તર્ક શક્તિ અનુસાર સંપૂર્ણ વિચાર કરી જોયો છે તેવા તો કોઇ ઈશ્વર બીશ્વર માનતા નથી." મણિભાઈએ જવાબ આપ્યો.

"ત્યારે મરણ પછી આપણો ઇશ્વર ન્યાય કરશે કે કર્મ અનુસાર ગતિ થશે એ બધી વાત જૂઠી?" બાપે પૂછ્યું.

"આપણા મરણ પછી જે લોકો આ પૃથ્વી ઉપર જીવતા રહ્યા હશે તે લોકો આપણો ન્યાય કરશે. મનુષ્ય જાત, સદાકાળ આ પૃથ્વી ઉપર રહેવાની છે. પેઢી દર પેઢી ચાલ્યા જ કરે છે. જમાનો બદલાઈ જાય છે. એક પેઢી એનો વખત પૂરો કરે છે, એટલે એની જગ્યા બીજી પેઢીવાળા લે છે. બીજી પેઢી અમુક વખતે પાછી મરી જાય છે, એની જગ્યાએ પાછી ત્રીજી પેઢી આવે છે. ત્રીજી પછી ચોથી, પછી પાંચમી, એમ ચાલ્યા જ કરે છે, નવા જમાનાના માણસો એનાથી પાછળ ગએલા જમાનાના માણસો કરતાં વધારે બુદ્ધિવાળા અને વધારે જ્ઞાનવાળા હોય છે, તેથી એ લોકો પોતાની પહેલાં થઇ ગએલાં માણસોનાં સારાં ખોટાં કામની પરીક્ષા કરે છે અને યથામતિ ન્યાય આપે છે. બાપા ! ત્હમે જે ભયંકર સજાની વાત કરો છો તે એ છે ! પણ ત્હમે જાણો કે મરણ પછી આપણે કોઈ જગ્યાએ રહેવાનું હોય, ને કોઇ ઇશ્વર ત્યાં બેઠો બેઠો આપણો ન્યાય કરે છે તો એ વાત ખોટી છે. વિજ્ઞાનશાસ્ત્રમાં એને કંઈપણ આધાર નથી. આત્માના અમરત્વની વાત એ પણ વ્હેમ છે. લોકો ભૂતપ્રેતને વિષે ધારે છે કે જાણે એ સ્મશાનમાંથી નીકળી આવીને અંધારી રાત્રે પૃથ્વી પર ભમે છે. તેના જેવું આત્મા પરમાત્માની વાતોમાં સમજવું, એમાં પણ બધું ખોટું છે." મણીલાલે કહ્યું.

"ત્યારે ત્હારા મત પ્રમાણે આત્માનો પણ દેહની સાથે જ નાશ થાય છે ?" બાપે પૂછ્યું.

"હા જી." દીકરાએ સમજણ પાડીઃ જુઓ, બાપા ! મ્હારા સામું જુઓ." એમ કહીને એણે એક મીણબત્તી સળગાવી. "આ મીણબત્તી બળ્યા કરે તો થોડી વારમાં એ બધી બળી જશે, અને પછી આ ભડકો પણ હોલવાઈ જશે. મીણબત્તી યે નહીં રહે ને ભડકો યે નહીં રહે. બાપા, ત્હમે કોઇ દિવસ મીણબત્તી સિવાય ભડકો જોયે છે ? અથવા કંઈ પણ ચીજ બળતી ના હોય તો કદી ભડકો થાય

છે? કોઈએ એવું કદી જોયું નથી. ઠીક, હવે એ જ પ્રમાણે શરીર વગર કોઇએ આત્મા જાણ્યો નથી. આત્મા એટલે શું? માણસની વિચાર કરવાની, સમજવાની, ઇચ્છા કરવાની અને બોલવાની શક્તિ! જ્યારે કોઇ માણસ, મનુષ્યના આત્મા સંબંધી વાત કરે છે ત્યારે એ એની આ શક્તિઓ સંબંધી જ બોલે છે એમ સમજવું, પણ માણસમાં, ખાવાની, પીવાની, ઉંઘવાની, ચાલવાની અને બેસવાની પણ શક્તિઓ છે. માણસ મરી જાય છે પછી એનાથી ખવાતું નથી, ચલાતું નથી અથવા બેસાતું નથી; કારણ કે, પહેલાં જે ખાતું, પીતું, કામ કરતું વિગેરે હતું તે છે નહીં. તે જ પ્રમાણે માણસ મરી જાય છે તે વિચાર કરી શકતો નથી, સમજી શકતો નથી, ઇચ્છા કરી શકતો નથી, કારણ કે પહેલાં જે વિચાર કરતું અને બોલતું તે છે નહીં. જીવતો માણસ આત્મા વગર હોઈ શકે નહી, અને આત્મા જીવતા શરીર વગર હોઇ શકે નહીં."

"વારૂ" પુંજાભાઇએ કહ્યું: "તું સમજણ પાડે છે તે વખતે તું કહે છે તે ખરૂં લાગે છે. પણ ધીમે ધીમે પાછો ભય મ્હને ઘેરી લેશે. પાછો હું ઇશ્વરનો ન્યાય અને શિક્ષા સંભાળીને જરૂર બ્હીશ. એ ભયમાંથી કેમ છૂટવું તે જાણી શકતો નથી."

"બરાબર છે." મણિભાઈએ કહ્યું, "ત્હમે મૂળથી છો હોશિયાર એમાં વાંધો નથી. પણ વિદ્યાભ્યાસનું બન્યું નહીં અને ન્હાનપણથી કેટલીક વાતો ત્હમારા મનમાં ભરાઈ ગઇ, અને ન્હાનપણથી વિચારો ઠસ્યા તે મ્હોટી ઉમ્મરે કેમે કર્યા ખસતા નથી. બાળકોને કેળવણી આપવી આટલી બધી અગત્યની ગણાય છે તેનું કારણ પણ એ જ છે."



આસો સુદ ૨ આવી. પુંજાભાઇ વ્હાણું વાતા પહેલાં ઉઠ્યો. અને અગાશીમાં ફરવા લાગ્યો. પૂર્વ દિશામાં સૂર્યોદયના રંગો શોભી રહ્યા હતા.

"કદાચ આ સૂર્યનાં દર્શન આજે છેલ્લાંજ કરૂં છું. આવો સૂર્યોદય આ પૃથ્વી પર દરરોજ થશે પણ મ્હારે હવે એ જોવો નથી. મ્હારે માટે એ તેજ, આ તડકા બધું આજથી બંધ!" પુંજાભાઇ ઉપર પ્રમાણે બોલે છે અને અજાણતાં "આજની રાત પહેલાં, બધો ખેલ ખલાસ થઇ જશે. ચાલીસ વર્ષ પૂરાં થતાં જ મ્હારૂં આવી બનશે" એમ સમજી દુઃખી થાય છે.

કોઇ રોગનું સ્હેજ પણ ચિન્હ એના શરીરમાં માલુમ પડતું ન્હોતું એ ખરૂં, પણ ઘણા યે માણસો કંઈ પણ રોગ વગર, મરણની કલાક કે બે કલાક અગાઉ સાજા સારા હોય, અને એકાએક મરી ગયેલા એવા ઘણા દાખલા એ સંભારવા લાગ્યો.

પુંજાભાઇને જીંદગી હવે બહુ વ્હાલી લાગવા માંડી અને કદાચ ૨૪ જ કલાકમાં આ બધી ધનદોલત મૂકીને જવું પડશે એવા વિચારથી ધનદોલતની કિંમત પણ આજ એને બહુજ વધારે માલુમ પડી.

મણીભાઇ આજે કંઈ બ્હાર ગયો નહીં. બાપ દીકરા આજે જોડે બેસીને જમ્યા.

જમતાં જમતાં મણીભાઇએ કહ્યું: "બાપા, આજે જમીને જ આપણે જેસીંગ કાકાની વાડીએ જઇએ. એમને ત્યાં આજે પાર્ટી છે. રાત સુધી ત્યાં રહીશું; પછી આપણે બંગલે જઇશું અને કાલે સવાર સુધી હું ત્હમારી સાથે ને સાથે રહીશ, બાપા!"

જેસીંગભાઈ શેઠ, પુંજાભાઈના ખાસ મિત્ર હતા. દીલ્હી

દરવાજા બ્હાર હઠીસંગનાં દેવળો છે ત્યાં, બ્હારની વાડીમાં એ હમણાં રહેતા હતા.

બે ઘોડાની વિક્ટોરીઆ આવી. બાપ દીકરો પાનસોપારી ખાઇને તરતજ લૂગડાં પ્હેરી ગાડીમાં બેઠા. આકાશ વાદળાંથી ઘેરાયું હતું. કાટકા થવા લાગ્યા અને વરસાદ વધારે ને વધારે અંધાર્યો.

દીલ્હી દરવાજા પાસે ગાડી આવી અને જ્યાં દરવાજામાં ગાડી પેસે છે કે મ્હોટા કાટકા સાથે વરસાદ શરૂ થયો. પુંજાભાઇને ધ્રાસકો પડયો કે: "મ્હારે મરવાનું આ આવ્યું!"

ગાડીને દરવાજાની અંદર ઉભી રાખીને ધમણ ચ્હડાવી. પછી ગાડી, ધીમે ધીમે જેસીંગકાકાને ત્યાં પહોંચી ગઈ.

જેસીંગભાઈ શેઠ એમનીજ રાહ જોતા હતા. કાચના પેપર-વેઈટથી શેઠ સિતાર બજાવતા હતા.

તેમાં પુંજાભાઈનું મન પરોવાયું. એક બે ગાયનના ઉસ્તાદો, શેઠની સિતાર વગાડવાની આ નવી શોધ જોઈ રહ્યા હતા અને વખાણતા હતા.

ત્રણ વાગે ચ્હા થઈ. વરસાદનું એક સારૂ ઝાપટું આવી ગયું. માટી મ્હેંકતી હતી. ઠંડક થઈ હતી. ચ્હા પહેલાં કાચની રકાબીઓમાં તડબૂચ, ટેટી, નારંગીનું શરબત, બરફ વગેરે એક પછી એક આવવા માંડયું.

ચ્હા પીતી વખતે પાછો વરસાદ ગાજ્યો. એક મ્હોટો કડાકો થયો અને પુંજાભાઈ પગથી માથા સુધી ધ્રુજી ગયો. એને નક્કી લાગ્યું કે: "હું મુઓ!"

ફરી વરસાદ પડયો. પવન જોરથી ફુંકાવા લાગ્યો અને દહાડે પણ કાટકા વખતે વાદળમાં વીજળી ચમકવા લાગી. પુંજાભાઈ ઝડપ-થી ચ્હા પી લઇને આરામ ખુરશી પર સુસ્ત થઇને પડયો. અને નક્કી માનવા લાગ્યો કે: "આ જ તોફાન મ્હારો જીવ લઇને જશે."

વરસાદનું તોફાન વધતું ગયું. બારીના કાચમાંથી વીજળીઓ દેખાતી હતી. ગગડાટ અને કાટકા થયેજ જતા હતા. ધોધમાર વરસાદ પડયો. બારી બારણાં પવનથી વારંવાર ઉઘડી જતાં હતાં અને ભીંતો સાથે જોરથી પછડાતાં હતાં. પુંજાભાઈ ઘડીએ ઘડીએ બ્હીતો અને "મુઓ" એમ મનમાં બોલ્યા કરતો.

તેમ છતાં વીજળી કે કાટકાએ પુંજાભાઇને માર્યો નહીં. થોડી વારે વરસાદ રહી ગયો, સાંજ પડી ને જેસીંગભાઈના મહેમાનો એક પછી એક આવવા માંડયા. પાર્ટી બહુ સારી થઇ અને જે કોઈ આવ્યા તે પુંજાભાઇ સાથે થોડી થોડી વાત કરી ગયા પણ બધાને આજ પુંજાભાઈ લેવાઈ ગયેલો અને ઉદાસ લાગ્યો. પુંજાભાઈ મણીભાઇને પાસે ને પાસે રાખી એક આરામખુરશીમાં જ પડી રહ્યો હતો. એનાથી આજે ઉભા પણ રહી શકાયું નહીં, તેથી બધાને જરા નવાઈ લાગી, પણ કોઈ કંઈ બોલ્યું નહી. એ આજે વ્યગ્ર લાગતો હતો અને વાત કરે તેમાં યે સંબંધ વગરનું કંઈ કંઈ બોલી જતો.

પાર્ટી રાતના ૯ સુધી ચાલી. પછી પુંજાભાઈ ઘેર જવા ઉઠતો હતો; પણ જેસીંગભાઇએ રોકયો; અને વાળુ કરીને જવાનું કહ્યું. વાળુ કરતાં કરતાં પણ પુંજાભાઈ તદ્દન બોલ્યાચાલ્યા વગર શાન્ત રહ્યો.

વાળુ પછી પાનસોપારી લઇ પુંજાભાઈ અને મણીભાઈ પોતાને બંગલે જવા નીકળ્યા. ગાડીમાં બેઠા પછી મણીભાઇએ પૂછ્યું: "બાપા, ત્હમે આજે આટલા બધા વ્યગ્ર અને ઉશ્કેરાયેલા કેમ રહ્યા?"

પુંજાભાઇએ કહ્યું: "૪૦ વર્ષ ઉપર મ્હારો એક મિત્ર, ઇશ્વર અને પાપપુણ્યને વિષે, તું જેવા વિચારો દર્શાવતો હતો,

તેવો જ બરાબર વિચારો મ્હારી આગળ કહી ગયેલો, તે મ્હને સાંભર્યા હતા."

"એ આપણો ગુજરાતી હતો કે પરદેશી?" મણીભાઈએ પૂછ્યું:

"ભૈયો હતો." પુંજાભાઈ બોલ્યા: "બહુ વર્ષ સીવીલ ઇસ્પીતાલમાં રહ્યો હતો અને ભક્તોની અને આસ્તિકોની બહુ મશ્કરી કરતો હતો. એ કહેતો કે, વરૂ ઘેટાંને મારી ખાય છે. એમાં વરૂને કંઈ પાપ નથી. કારણ ઘેટું ન ખાય તો વરૂ મરી જાય."

"એમ? એટલાં બધાં વર્ષો ઉપર અને નરોડા જેવા ગામડામાં એવો સમજુ અને જ્ઞાની માણસ રહેતો હતો એ બહુ નવાઈ જેવું છે! એના બોલવાની દલીલ જ બતાવી આપે છે કે, એ ડાર્વીનની "જીવનકલહ" Struggle for Existance ની માન્યતા બરાબર સમજતો હશે. સીવીલ હોસ્પીટલમાં એણે દાક્તરો પાસેથી અને વૈદકશાળાના વિદ્યાર્થીઓ પાસેથી આ સાંભળ્યું હોવું જોઇએ. પ્રાણી માત્ર, જીવવા માટે, એક બીજા સાથે લડાલડી કર્યાજ કરે છે, અને જબરો હોય તે જીતે છે. આ જ કુદરતનો નિયમ છે અને એજ બરાબર છે. પણ આવી આવી વાતો એ ભૈયાજી કરતા હશે ત્યારે લોકો તો એને અસૂર ધારતા હશે."

"બરાબર એમજ હતું" પુંજાભાઇએ કહ્યું: "તારી ધારણા અક્ષરે અક્ષર ખરી છે."

"ધારવું સ્હેલું છે." મણીભાઇએ કહ્યું: "મૂર્ખ જડભરત જેવા આપણા લોકો આગળ એમના વ્હેમ અને જમાનાથી ઉતરી આવેલી અજ્ઞાનતા વિરૂદ્ધ, જે કોઈ સાચું કહેવાની હિંમત ધરે તેમને લોકો નાસ્તિક અને દાનવ અને અસૂર કહે જ. વિલાયતમાં અને યૂરોપમાં બધે એમ થતું તો અહીંની શી નવાઈ?"

એમ કરતાં કરતાં બાપદીકરો બંગલે પહોંચ્યા; પરચુરણ વાતો કરતા કરતા એ બારેક વાગે સૂતા. હજી પુંજાભાઈના મનમાં કંઈક

ચિન્તા હતી. પણ આખા દિવસના મનના થાકથી એ તરત ઊંઘી ગયો અને ઉઠ્યો ત્યારે છ વાગ્યા હતા. મણીભાઈ પણ તરતજ ઉઠ્યો.

"બાપા, કેમ ? હવે સારા છો ને ? કાલનો અશુભ દિવસ પસાર થઈ ગયો. ૪૦ વર્ષ જેટલો લાંબો કાળ જે ભય અને ચિંતાથી તમે હેરાન થઈ રહ્યા હતા તે ભય આજ પૂરો થયો છે."

"હા ભાઇ" પુંજાભાઈ બોલ્યા: "હવે હું સમજ્યો કે, આ ચાલીશ વર્ષનો લાંબો ગાળો નાહક હું હેરાન થયા કર્યો. મૂળ રાત્રે સ્મશાનમાં હું બીન્યો અને ભ્રમમાં ને ભ્રમમાં જાણે ભૂત જોયાં ને અવાજ સાંભળ્યા એમ મેં માન્યા કર્યું. તેમાંથી આ ભય મ્હારામાં પેઠેલો. હવે આજ આટલે વર્ષે મ્હારો એ વ્હેમ ગયો છે. મણીભાઈ! ત્હારૂં કહેવું હવે હું અક્ષરે અક્ષર માનું છું કે, આ જગત્‌માં પરમેશ્વર બરમેશ્વર કંઈ નથી."

મણીભાઇએ કહ્યું: "દિલગીરીની વાત છે કે ઇશ્વરના અસ્તિત્વ સંબંધી ઘણી અશક્ય વાતો હજી આટલા બધા જમાનાઓ થયા છતાં લોકો માન્યા કરે છે ને દુઃખી થાય છે. એ વ્હેમોમાંથી હજી મૂર્ખાઓ છૂટતા નથી."

"હું તો આજ છૂટો થયો છું" ડોસાએ કહ્યું અને ખરેખર ઇશ્વરને માનવાની ભાંજગડમાંથી એ આજ છૂટો થયો હતો.

**એ જ રાત્રે, આસો સુદ ૨ અને ૩ની વચલી રાત્રે બાપ દીકરો છૂટા પડયા અને ડોસો પોતાના ખંડમાં એકલો સૂતો, ત્યારથી જ ૪૦ વર્ષ પર થવાની સજા એને થઇ ચૂ હતી. ઈશ્વર ઉપરની એની શ્રદ્ધા ગઈ એના કરતાં ભારે સજા બીજી શી હોઈ શકે?**

ખાટલા પર પડ્યો પડ્યો પુંજાભાઇ વિચાર કરવા લાગ્યો: "આ જગતના કર્ત્તા નથી, આત્મા નથી ને પરમાત્મા એ નથી. સ્વર્ગ,

પાપની શિક્ષા, એ બધું જુદું છે. આજ મ્હને એ વાતની પૂરી ખાત્રી થઈ છે. અને એ જાણીને કેટલું સુખ થાય છે? કેવી નિરાંત વળે છે? આટલાં બધાં વર્ષો વિનાકારણ હું નકામો દુઃખી થયો. મણીભાઇના કહેવા પ્રમાણે, માણસ માત્રને એક બીજાની હરિફાઇ કરીને, એક બીજાને ખરાબ કરીને પણ જીવવાનું છે. "જીવન યુદ્ધ" બરાબર છે. એજ નિયમ છે. અને બીજો નિયમ નથી. મ્હારા સંબંધમાં મ્હારી જીત ઇશ્વરે રાખી છે. "ઇશ્વરે રાખી" બોલી જવાય છે. મૂર્ખ ટેવનું જોર કેવું છે? ઇશ્વર છે નહીં. ને ઇશ્વર શું રાખતો હતો? હું જીત્યો. મ્હારી ફતેહ થઈ. સંસારમાં હું ફાવ્યો છું. આ લડાલડી ચાલવા દો! જે જબરો થશે તે જીતશે. મ્હારામાં જીતવાની તાકાત મ્હેં મેળવી, તો હું ફાવ્યો છું. હોશીઆરી હતી તો સુખી થયા છીએ. આખો જન્મારો લ્હેર કરી છે. ફક્ત પેલું સાંભરી આવતાં વચમાં ઝેર જેવું થઇ પડતું એ જુદી વાત, પણ હવે એની બ્હીક નથી. હવે તો જરૂર નિરાંતે સુખ ભોગવીશું? મ્હને આખરે હવે સમજણ પડી કે, સાળા માણસો બધા અદેખા છે! અદેખાઇનું કારણ છે. માણસ માત્રને એક બીજા સાથે લડાલડી કરીને, જીતવાનું રહ્યું; નબળો થયો તે માર્યો જાય છે, ને જબરો થાય છે તે જીતે છે. દુનિયા બળિયાની છે. બળિયાના બે ભાગ. બધાને એવું છે. આ મ્હારો મણીભાઈ.............."

એને સાંભરી આવ્યું કે, મણીભાઇને એના નામના ૨૦,૦૦૦ રૂપિયા બેન્કમાં જૂદા મૂક્યા તે ઓછા પડ્યા હતા. મણિભાઇએ, એમને ૧૦,૦૦૦ વધારીને ૩૦,૦૦૦ કરી આપવાનું કહ્યું હતું ને પુંજાભાઇએ ના કહી ત્યારે એને ખોટું લાગ્યું હતું.

અને એકાએક પુંજાભાઇને સ્પષ્ટપણે સમજાયું કે મણીભાઈ હું મરૂં તો સારૂં, એમજ ઇચ્છતો હશે. આ વિચારથી એ બ્હીન્યો.

"લડાઈ ચલાવો અને જીતો. હું તો લડ્યો, વેપારીઓને માર્યા.

એમને મારવાની મ્હારે જરૂર હતી તેથી મ્હેં માર્યા. પણ મ્હારા મણીભાઈને કોને મારવાની જરૂર છે? કોને મારે તો મણીભાઇને ફાયદો? બોલો?" એ પથારીમાં ભડકીને બેઠો થઈ ગયો.

"બરાબર છે. હું એના માર્ગમાં આડખીલીરૂપ છું. હું એને ૨૦ હજાર આપું, ગમે, એટલા આપું, પણ હું મરૂં ને એને મળે, એટલે હું જીવું એમાં એને ફાયદો નથી જ. એ આ બધી મિલ્કતનો કુલ માલીક થાય, એના જેવી આમાં એને મઝા નહીં જ."

અને પુંજાભાઇએ મણીભાઇની બધી વાત સંભારી કહાડી. વાત કરતી વખતનો એનો દેખાવ નજર સમક્ષ ખડો કર્યો. અને એને નક્કી લાગ્યું કે, મણીભાઈ જરૂર મ્હારૂ મરણ ઇચ્છતો હોવો જોઇએ.

"અને એ મ્હારૂં મરણ ઇચ્છે છે તો તો બાકી શી? એ ભણેલો છે. વિદ્વાન છે. પાપપુણ્યમાં માનતો નથી. બુદ્ધિપૂર્વક કામ લે અને ઇશ્વર છે જ નહીં એવી એની ખાત્રી છે, પછી? ના, ના એવું કામ કરીને પકડાયા વગર રહે નહીં અને એનું જીવતર રદ થઇ જાય. અરે, પણ એ બુદ્ધિમાન છે. ઝેરબેર છાનુંમાનું આપી દે તો કોણ જાણનાર છે?"

અને તરતજ એક દિવસ મણીભાઈ એને જૂદાં જૂદાં ઝેરોની વાતો કરતો હતો તે સાંભરી આવ્યું: "એ કહેતો હતો કે, ઘણાં ઝેરો એવાં છે કે જેનાં કાંઈ પણ ચિન્હ કે નિશાન પાછળથી માલમજ ના પડે!" અને એમાંનું એકાદ ઝેર એની પાસે હોય તો મ્હને આપ્યા વગર રહે? જરૂર આપે. એ મ્હને કહેતો હતો કે, 'હું વેપાર ધંધામાં ધ્યાન નથી આપતો તેથી ઘણું બગડે છે.' આટલાં ખાતાંમાંથી મણીભાઇ કહેતો હતો કે, 'ઘણું પેદા કરી શકાય.' ચ્હાનો એક પ્યાલોજ આપતાં એમાં એ ઝેર મેળવી શકે! પછી મ્હારા તો રામ બોલો ભાઇ રામ! નોકરોને અને રસોઇઆને લાંચ

આપે એટલે પણ એનું કામ થઇ જાય, એ બધા મ્હારા વા'લા લુચ્ચા છે. પુંજાભાઇને એમ કરતાં પોતાનો ખાસ નોકર લ્હેરી લાલાજી સાંભર્યો: "એ ફાંકડો મણીભાઈ કહે તો લાગ જવા દે!"

આવા આવા વિચારોથી પુંજાભાઇ ગભરાઈ ગયો, પાસે શરબતની શીશી પડી હતી. કાચના પ્યાલામાં જરા શરબત અને પાણી નાખીને એણે પીવાનો વિચાર કર્યો. ગ્લાસ હાથમાં લીધો પણ એને તળીએ કંઇ ધોળું ચ્હોંટેલું જોતાં એ બોલ્યો: "કોણ જાણે આ ધોળું શું હશે? સોમલ આવુંજ હોય છે. જાવ, તુમ હમકુ નહીં માર સકેગા."

પછી અંદર ગયો અને પાણીઆરાની ગોળીમાંથી પાણી લીધું. પછી પાછો વિચાર કરવા લાગ્યો:

"હા, એમ જ, દરેક જણને જગત જોડે લડી છૂટવાનું. જીવન-યુદ્ધ અને લડાઈ એટલે લડાઇ! ત્યાં કોઈ પ્રમાણિકપણું ને સત્ય, નીતિ ને પ્રેમ એવું એવું હોય નહીં. પરવડે નહીં. હવે તો મ્હારે જ મ્હારી સંભાળ રાખવાની કોઇ કોઇનું નથી. મ્હારી બૈરી જે જે ખાતી હશે તેમાંથી હું ખાઇશ. હા અને એ પણ કોની? એ રહી નવી. ઓરમાયું અને સાવકું વેડવાનું. હું ના હોઉં ત્યારે મિલ્કતમાંથી એનો અડધો ભાગ; પિયેરિયાં છે ભૂખરૂ ને વારંવાર એની પાસે પૈસા માગ્યા કરે છે. હું મરૂં તો પછી એને પૈસા ઉડાવવાની મઝા પડે! હત્ તમારી માનાં લુચ્ચાઓ! મ્હને તમારે મારવો છે! આવી જાઓ! હું હવે વીલ બનાવું, અને વીલ એવું બનાવું કે, એમને કોઇને એક પાઇ પણ ના મળે. એટલે મ્હારા મરણથી એમને કોઈને કશો ફાયદો ના થાય. વીલ કાલે જ કરૂં અને બૈરી, છોકરાં, મણી-ભાઈ બધાંને વીલની હકીકત જાહેર પણ કરી દઉં."

હવે એ સુખેથી ઉંઘત, પણ વિચારોએ, એને ઉંઘવા ના દીધો. એટલે એ કાગળ લઇને વીલનો જ ખરડો કરવા બેઠો. બધી મિલ્કત

ધર્માદા ખાતામાં આપી દેવી એમ લખ્યું. લખ્યા પછી એ નિરાંતે ઉંઘત. પણ પાછો જીંદગીભર જે નોકરે એની સેવા કરી હતી તેનો વિચાર આવ્યો. 'ઘોડાવાળા માવજીએ પણ બિચારાએ ૨૦ વર્ષ સુધી આજ ઘરમાં મ્હારી ખાતર ને છોકરાં ખાતર બહુ તકલીફ વેઠી છે. અને ઘોડાઓને પોતાનાં બચ્ચાંની માફક સાચવ્યા છે. એ બન્નેનું કંઈ કરવું જોઇએ.' પછી વિચારમાં ને વિચારમાં પોતે નોકર કે ગાડીવાન હોત અને મહીને ૧૦ રૂપીઆ પગાર મળતો હોત તો શું કરત એ સમજવા માંડયુંઃ "મ્હારા જેવો કોઈ શેઠ બંગલામાં લ્હેર કરતો હોત અને હું નોકર હોત તો શેઠને છોડત? પેલા પ્રાંતીજવાળા શેઠની વલે કરી હતી એવીજ વલે એ શેઠની પણ કરી નાંખત.—"

અને પુંજાભાઈ પાછો ફરી બીન્યો. એ બારણું વાસવા ગયો, પણ કડી બરાબર વસાઇ નહીં. એટલે સાંકળ મારીને તાળાંને ઠેકાણે એક ન્હાનો ટુવાલ ભરવીને ગાંઠ મારી; બારણાને ઉપર બીજી સાંકળ હતી તે પણ વાસી, અને એના ઉપર બીજો ટુવાલ બાંધ્યો, આટલું કર્યાથી એને નિરાંત વળી કે, હવે કોઈ બારણું ઉઘાડવા આવે તો છાનુંમાનું કોણ આવી શકવાનું છે!

પછી દીવો હોલવ્યો. આટલું કર્યા પછી પણ 'શેઠ હજી સુધી કેમ ઉંઘ્યાં નહીં હોય' એવી ચિન્તા થવાથી જોડેના ખંડમાંથી શેઠાણી ઝપાટાબંધ શેઠના ખંડ તરફ આવી. જોરથી બારી ધકેલી અને એક ધક્કે શેઠની વાસેલી બન્ને સાંકળો, બાંધેલા ટુવાલો છતાં ઉઘાડી નાખી.

શેઠ સફાળા ઉઠયાઃ "કોણ છે? કેમ છે? અલ્યા બધા કયાં મુઆં!" તરત શેઠાણી છે એમ સમજાયું, છતાં શાન્ત પડતાં શેઠને કંઇક વાર લાગી.

શેઠાણીએ બારણું ધકેલ્યું તે વખતે શેઠને એમજ લાગ્યું કે, જાણે કોઈ મ્હને મારી નાખવા આવ્યું! શાન્ત પડયા પછી શેઠ બ્હીકની વાત છાની રાખીને કહેવા લાગ્યા કેઃ "બારણું તો મ્હેં અમસ્તું જ વાસ્યું હતું–કોઈ પેસી ના જાય માટે."

તેમ છતાં, એમની મનની વાત મનમાં રાખવાનો પ્રયત્ન કરવા છતાં–તે દિવસથી ઘરનાં બધાં માણસો, નોકરચાકર સુદ્ધાં, સમજ્યાં કે શેઠ પહેલાં હતા તે ન્હોય. એમનામાં બહુ ફેરફાર થઈ ગયો છે.

પહેલાં એ ખુશ રહેતા. કોઈ કોઈવાર એમનું પાછલું પાપ સાંભરી આવે ત્યારે જરા ઉદાસ જણાતા, પણ ઘણે ભાગે એમનો સ્વભાવ આનન્દી હતો. કોઈકિ વાર ગુસ્સે થતા, પણ ઘણું ખરૂં દયાળુ હતા, અને સૌની સાથે હેત માયાથી વર્તતા.

છોકરાં અને ઘરનાં માણસ ચાકરમાં કોઈ એમનાં વ્હાલાં અને કોઈ જરા અળખામણાં હતાં, પણ એકંદરે બધાને એ ચ્હાતા. તેને બદલે હવે બધાની સાથે એ થોડું બોલતા થઈ ગયા. બધાથી સાવચેત રહેવા લાગ્યા. વ્હેમી થઈ ગયા. છોકરાં, છોકરાંના છોકરાં, સ્ત્રી, નોકરો, બધાં ઉપરથી જાણે એમનો ભાવ ઉડી ગયો. અતડા થઈ ગયા.

વીલ બનાવવું એ એમનું મ્હોટું કામ થઇ પડયું. સંતોષકારક વીલ બનાવતાં એમને બહુ દિવસ નીકળી ગયા. કોઈ કારકુન કે કોઇ ગુમાસ્તો એમને સંતોષ આપી શકયો નહીં. વીલ લખે, વળી છેકી નાંખે, ફરી લખે, ફરી છેકી નાંખે.

ખાવાની બાબતમાં પણ બહુ કહોપણુ કરવા લાગ્યા. એમને ભાવતું ખાવાનું કરી લાવે, તોપણ એને અડકયા વગર પાછું મોકલી દે. ઘણીવાર ખાવાની જ ના પાડવા લાગ્યા.

કોઈવાર બધાં ખાવા બેઠાં હોય ને અડધેથી આવી પહોંચે. દીકરાની, વહુની કે છોકરીની થાળી લઈ લે ને એમાંથી ખાય, પોતાને માટે દૂધ જૂદુ મંગાવે; જૂદી તપેલીમાં પોતાના હાથે ઢાંકીને કબાટમાં મૂકે ને કબાટે તાળું મારે.

વેપાર ધંધામાં હવે એમણે થોડું ધ્યાન રાખવા માંડયું અને ફાયદો થયો હોય તે રકમની વાત પણ છૂપાવવા લાગ્યા. બધા સોદા કે વેચાણની વિગત પણ હવે એ કોઇને કહેતા ન્હોતા. જે પૈસો

એમને પહેલાં એટલું બધું સુખ આપતો તે હવે એમને રિબાવવાનું હથિયાર થઈ પડયો !

બીજા ન જાણે એમ પૈસો એ છૂપાવવા લાગ્યા, પણ પોતાના જેવાજ નાસ્તિકોથી પૈસાનું રક્ષણ કેમ કરવું તે એમને સુઝ્યું નહીં.

એમને લાગ્યું કે, "ઇશ્વિર નથી એ વાત જેમ હું પોતે જાણું છું અને મારો છોકરો જાણે છે, તે પ્રમાણે બધા જાણી જશે તો મ્હારા બાર વાગ્યા ! તો, તો, મ્હારું ખૂન થાય, મ્હને ઝેર દેવાય, જોર જુલમથી, કે દગા ફટકાથી મ્હારો પૈસો લુંટાઈ જાય !"

એને લાગ્યું કે, "એક રસ્તે બચાય એવું છે. ઇશ્વર નથી એ વાત કોઇને જાણવા ના દેવી. પરંતુ ઇશ્વિર છે, હાજરાહજૂર છે, એમજ બધાંને કહેતા રહેવું."

આસો સુદ ૨ પછી પુંજાભાઇમાં છેલ્લો ફેરફાર એ થયો કે, દેખાડવાનો ધર્મ એણે બહુ પાળવા માંડયો. એકાદશી, સોમપ્રદોશ, રવિવાર એમ કંઇ કંઇ વ્રત અપવાસ કરવા લાગ્યો. રણછોડજીનાં દર્શન કર્યા વગર જમે નહીં અને કથા સાંભળવાનું, ઘીનો દીવો અખંડ બાળવાનું, એમ કંઇ કંઇ ધાંધલ લઇ બેઠો.

વખત આવ્યે નોકર, ચાકર, છોકરાં, સ્ત્રી બધાંને ઇશ્વરના અસ્તિત્વ વિષે ભાષણો આપતો: "જો, જો, પ્રભુ સર્વવ્યાપક છે ! હાજરાહજૂર છે ! ઇશ્વરથી ડરીને ચાલજો. અનીતિને રસ્તે ચાલશો તો નરકમાં પડશો. મર્યા પછી ધીકધીકતા થાંભલે બાઝવું પડશે !" વગેરે.

મણીભાઈને પણ આવો ઉપદેશ આપતો અને ખાનગીમાં બાપ દીકરાએ વિજ્ઞાનશાસ્ત્રની દ્દષ્ટિએ, 'ઇશ્વિર નથી જ' એવો નિશ્ચય કર્યો હતો તે વાત પણ જાણે બની જ નથી એમ સમજવા લાગ્યો.

આસો સુદ ૨ પછી જ્યારથી એણે નિશ્ચય કર્યો કે આ દુનિયામાં કંઈ નથી, કોઇથી બ્હીવાનું નથી, ઇશ્વિર છેજ નહીં અને મોજ શોખથીજ જીવવા જેવું છે, ત્યારથી એની બધી મોજ મઝા ઉડી

ગઇ. સંસારનાં બધાં સુખ તે દિવસથી બદલાઇ જઈને રિબાવી રિબાવીને મારનાર દુઃખ જેવાં થઈ પડયાં.

ખૂન, ઝેર, દગાબાજી એની આંખ આગળ ફરવા લાગ્યાં. ઘરનાં માણસો અને કુટુંબીજનોની પણ એને નિરંતર બ્હીક લાગવા માંડી. દરેકે દરેક જણ દુષ્ટ કાવતરાં કરે એવો એને ભય લાગ્યો. અને સ્ત્રી છોકરાંઓ, છોકરીઓ અને બધાં જીવતાં માણસોને ધિક્કારવા લાગ્યો વ્હાલસોયાં, કાલું કાલું બોલનારાં, એનાં ન્હાનાં ન્હાનાં પૌત્રપૌત્રીઓ પણ વીંછી જેવાં ઝેરી એને લાગવા માડયાં! એ જેમ બધાંનો તિરસ્કાર કરતો હતો તેમ, એને લાગ્યું કે, આ ટીચૂકડાં છોકરાં પણ મ્હારો તિરસ્કાર કરે છે!

વારંવાર બે ઇલાજોથી એ પોતાનો બચાવ કર્યા કરતો. કોઈને મનની વાત કહેતો નહીં. કોઇનો વિશ્વાસ કરતો નહીં. બધાંથી સમાલતો રહેતો. અને બધાને છેતરતો. કોઇ રસ્તે જતા માણસને કોઈ પણ પ્રકારનું એને નુકશાન કરવાનો વિચાર સરખો પણ ના હોય તેનાથી પણ એ વ્હેમાતો. આ પોતાના બચાવ કરવાનો એક ઇલાજ. અને બીજો ઇલાજ ઇશ્વરના અસ્તિત્વ વિષે બધાના મનની ખાત્રી કરી આપવાનો પ્રયત્ન. એને ખાત્રી થઈ હતી કે, ઇશ્વર નથી એમ જો હું માનું છું તેને બદલે બીજા બધાં લોકો ઇશ્વરને માને એવું હું કરૂં તો જ હું બચી શકું.

પૈસો હજી વધ્યે જતો. હવે એ આનંદ આપવાને બદલે એને ભય ઉત્પન્ન કરતો. એનાં કુટુંબીજનો જ એના મનથી એનાં દુશ્મન થઇ પડયાં હતાં. **ખાવું પીવું અને ઉંઘવું, એ સાદાં સુખ પણ હવે એના નસીબમાંથી ઉડી ગયાં હતાં!**

દરેકે દરેક બનાવમાં એ પાપી પ્રપંચો અને તરકટો શિવાય બીજું કંઇ જ જોતો નહીં.

અને આ રીતે દુઃખી પુંજાભાઇ ત્યાર પછી તો ૧૦ વર્ષ જીવ્યો.

* * * * *

એના વ્હેમથી બધા કંટાળી ગયા. એનો સ્વભાવ બધા સમજ્યા, પણ એનું દુઃખ કોઇ જાણી શકયાં નહી. અને આ દુઃખ અપરંપાર હતું. એની મનોવ્યથાને હદ ન્હોતી.

વળી, મરણ પછી પણ, આ દુઃખનો છેડો આવશે, એવી શ્રદ્ધા જવાથી એના દુઃખની તીવ્રતા અસહ્ય થઇ પડી હતી.

એ રિબાતો, પીડાતો, પણ "શાથી રિબાઉં છું" એની એને ખબર નહોતી.

આટલું છતાં એને મોતની બ્હીક લાગતી હતી; કારણ કે, એ માનતો કે, મૃત્યુ પછી કંઈ નથી "સબ ખલાસ" "સર્વ નાશ" મરણ પછી બધા અસ્તિત્વનો નાશ છે, તેમ છતાં એની જીંદગી હવે કે, હવે પછી કેમ સુધારવી એ વિષે પણ એને ખબર ન્હોતી.

આ સ્થિતિમાં એ ૧૦ વર્ષ જીવ્યો. એક દિવસ નાતમાં પાટે બેસી આવી ઘેર આવ્યો, નાસ્તો કર્યો, પાણી પીને સૂતો તે સૂતો, ફરી ઉઠ્યોજ નહીં.

એનું મોત એકાએક થયું. પીત્તળની દોણી, કસબી શાલ, વગેરે ઠાઠ સાથે એનું મડદું કાઢવામાં આવ્યું. પાછળ અનાજનાં ગાડાં, લાકડસી લાડવા વગેરે ગરીબોમાં લૂંટાયાં, પૈસા ઉછાળવામાં આવ્યા, અને અમદાવાદ શહેરમાં તે દિવસે પાકી પાડવામાં આવી. પ્રેમાભાઈ હોલમાં સમસ્ત શહેરીઓની જાહેર સભા, પુંજાભાઇ શેઠના મરણને માટે ખેદ દર્શાવવા મળી. તેમાં શેઠના સદ્‌ગુણ, ભક્તિભાવ અને સુખી જીવન વિષે ઘણાં ભાષણો થયાં. પરન્તુ **ઈશ્વર શિવાય, એમના પાપ વિષે કે ઇશ્વર ઉપરની શ્રદ્ધ ગુમાવ્યા પછી એમને જે સજા થઈ હતી તે વખતની એમની અંતરની દશા વિષે કોઇ કંઈજ જાણતું ન્હોતું.**



# ડૉ. અમથારામ



આજે અમારી ન્યાતનો જમણવાર હતો. જમવા જવાનું મને ઘણું ગમતું; પરંતુ કેટલાંક વર્ષો થયાં મેં જમવા જવાનું જ માંડી વાળ્યું હતું. જમવા પાછળ જતો વખત, પૂરી સ્વચ્છતા જળવાય, ન જળવાય આવા સંજોગો, એ બધાનો વિચાર કરી મેં જમવા માટે જવાનું ઘણું જ ઓછું કરી નાંખ્યું હતું.

ઘણે વર્ષે ન્યાતની વાડીએ આજે ગયો, ત્યાં ગયો ત્યારે પહેલી પંગત બેસી ગઈ હતી. મારા મિત્રને ત્યાં લગ્ન હોય અને તેમના એકના એક પુત્રના લગ્નનો જમણવાર હું ન માણું એ તો ચાલે જ કેમ ? સંગતલાલ શેઠનું નામ ગરીબાઈમાંથી તવંગર થનાર તરીકે જાણીતું હતું. સ્વાશ્રય એમનો મંત્ર હતો. ગમે તે ધંધો કરીને આગળ વધવું એ એમનો સિદ્ધાંત હતો.

હું વાડીએ પહોંચ્યો ત્યારે મેં જે દ્રશ્ય જોયું તે વર્ષો પહેલાં જોયેલા દશ્યથી ખાસ કોઈ જ રીતે જુદું પડતું નહોતું. વાડી માણસોથી ઉભરાઈ રહી હતી. બહાર મ્યુનિસિપલ રસ્તા પર માણસો –સ્ત્રીઓ અને પુરુષો–રેશમી તથા જાપાની રંગબેરંગી કપડાં પહેરી પંગત પાડી નીચે બેસી ગયાં હતાં, ગટરનાં કેટલાંય ઢાંકણાંને એમણે પવિત્ર કર્યાં હતાં. જ્યાં જમવા બેઠાં હતાં ત્યાં અને તેના પાસે કચરાપેટી હતી. એ કચરાપેટીમાંથી માથું ફાટી જાય તેવી દુર્ગન્ધિ આવી રહી હતી. અને છતાં જમનારાઓને જાણે આ હકીકતની કશી જ પડી ન હોય એવી અલૌકિક શાન્તિથી જમણવારનો આનંદ લુંટાઈ રહ્યો હતો !

મારા શરીરમાં વીજળીવેગે અરેરાટીનો એક પ્રવાહ પસાર થઈ

ગયો. આ શું ? ગંદકીની આગળ જ જમણવારની મિઠાશ શી રીતે માણી શકાતી હશે ?

ખૂબ મહેનતથી અવનવાં શાક, પકવાન્ન અને ફોરમનાં દાળ-ભાત તથા ફરસાણ પીરસાયેલાં તેની જ સાથે રોગના જંતુઓવાળી હવા તેમના પેટમાં નહિ ગઈ હોય, એમ શાથી કહેવાય ? આવી જગ્યા ઉપર જમવાનું તો ગમે જ કેમ ? આટલું છતાં જમનારાઓ-માંથી કોઈએ આના સંબંધમાં કચવાટ કર્યો હોય એમ લાગ્યું જ નહિ.

પાટે બેઠેલા સદ્‌ગૃહસ્થો અનેક સુધારાની વાતો કરી રહ્યા હતા, પણ તેમને આમાંનો કોઈ જ ખ્યાલ નહોતો. હું તેમની સાથે વાતોમાં ભળતો હતો પણ મારૂં ધ્યાન તો આવી હકીકતોમાં જ વધારે રમતું હતું.

ક્વચિત કૂતરું અંદર ઘૂસી જતું ત્યારે પંગતના રખેવાળ માણસો ખખડતા અને ફરીથી અંદર ઘૂસી જવાની ચોરી આવાં કૂતરાં ન કરે તેની તે તકેદારી રાખતા.

જરાક આઘે, પણ બાજુપર ઢેડ લોકો ઊભા હતા. તેમના હાથમાં માટીનાં વાસણ હતાં અને તેઓ પંગત ક્યારે ઊઠે તેની રાહ જોઈ રહ્યા હતા. જે જમણવાર રસથી જમાઈ રહ્યો હતો તે તમામ વાનીઓ મોટે ભાગે પતરાળાંમાં એમને એમ અસ્પર્શ્ય રહે એની એઓ આશા સેવી રહ્યા હતા.

તેમની નજર આવતી જતી જાતજાતની વાનગીઓ ઉપર ઠરતી અને તેઓ અંદર અંદર તેની ચર્ચા પણ કરી લેતા. પંગત ઊઠતાં કયી કયી વસ્તુઓ ઉપર વધારે હાથ ચલાવવો તેનો તેઓ નિર્ણય કરી લેતા હતા.

ભાત પીરસાઈ રહ્યો હતો. એની મનોહર સુગંધિ અહીં ટાંપી રહેલાં ભંગીઓનાં—ગાંધીજીએ જેમને હરિજનોના નામથી હવે

ઓળખાવેલ છે તેમનાં–ટોળાંને પહોંચી ગઇ હતી. તેઓ તીડનાં ટોળાંની માફક ઉચ્છિષ્ટ ભોજન માટે ઉતાવળા થઇ રહ્યા હતા.

અને તેઓ આખરે તૂટી પડયા. રખેવાળુ કરતા રખેવાળો તેમને અંદર ઘૂસવા દેવા તૈયાર નહોતા, છતાં તેઓ તો ઘૂસી જ ગયાં. રખેવાળોએ આ અપમાનનો બદલો તરતજ લીધો. તેમના હાથની લાકડીઓએ અને પછી ધીરે રહીને પગે તેમને ઝાટકવા માંડયાં. એક ડોશી જેવી ભંગિયણ તેની અડફટમાં આવી જતાં તમ્મર ખાઈ નીચે પડી.

હું ડાકટર હતો. લોકો માનતા કે, મારામાં દયાનો અભાવ જ હોય. હું જાતજાતની દવાઓ આપતો. રોજ કેટલાંય ઇન્જેકશનો આપતો. આ તો મારી રોજની ટેવ હતી. પેલી ભંગિયણ તમ્મર ખાઈ નીચે પડી કે તરતજ મને થયું કે તેના રામ બોલી જશે.

તેને કાંઇ જ મદદ કરવાનો હું અમલ કરૂં તે પહેલાં પંગતના રખેવાળ માણસે ડોશી ભંગિયણને જોરથી એક બીજી લાત મારી, “ઢોંગ શાની કરે છે ? ચાલ, દૂર થા અહીંથી ! મારે આજે માથાબોળ નહાવું પડશે તે ખબર નથી ?” એવા શબ્દો વડે તેને પકડી ઊભી કરી.

ડોશીની આંખોમાં નિરાધારતા હતી. થોડાંક બાજુ પરનાં એંઠાં પતરાળાં લઇ લેવાની રખેવાળ માણસે ડોશીને લાલચ આપી જાગતી કરી અને થોડીકવારે તે ડોશી ટેકાતી ટેકાતી ચાલી ગઈ.

પાટ ઉપર બેઠાં બેઠાં અડધાએક કલાકમાં મેં જે અવલોકન કર્યું તે આટલું જ હતું એમ નથી, કેટલાંય આથડયાં અને પડયાં હશે; પરંતુ આ ડોશીમાં કયી શક્તિ હતી કે તે પાછી ઉભી થઇ ચાલતી થઈ શકી ?

ઊજળી કોમો જરાક જરાકમાં માંદી પડતાં કેટલીયે દવાઓ કરે છે, ફરિયાદો કરે છે; જ્યારે આ કોમ એક બાજુ અપમાનિત

જીવન જીવે છે અને બીજી બાજુ પોતે નિરાધાર કે દુઃખી છે તેનો જરાયે ઉચાટ કર્યા સિવાય હરખાતી હરખાતી ચાલીજ જાય છે.

મારાથી આથી વધારે જોવાનું રહ્યું નહિ, કારણકે મને મારા મિત્ર સંગતલાલ શેઠના આગ્રહ મુજબ ખાસ તૈયાર કરેલી જમવાની વ્યવસ્થામાં ભળવાનું હતું.

થોડાક વ્યવસ્થિત પાટલાઓ ઉપર થોડાક મહેમાનો બિરાજ્યા હતા. અગરબત્તીઓથી હવા સુગન્ધિથી મઘમઘી રહી હતી. શાન્તિ હતી. જરાક કંટાળેલો હું હતો. તેને આ દૃશ્યથી શાન્તિ વળી. ઘડીભર પેલા હરિજનોની હકીકતો મારા મનમાંથી વિસારે પડવા લાગી.

હું જ્યારે ઘેર ગયો ત્યારે તો આ વાતની કોઇજ હકીકત યાદ રહી હોય એમ લાગ્યું નહિ. મનુષ્ય સ્વભાવજ આવો છે ત્યાં શું થાય ? મોડી રાત્રે હું ઊંઘી ગયો.

## [ ૨ ]

સવારે ઊઠયો અને ઓટલા ઉપર દાતણ કરવા બેઠો. ઓટલે બેઠાં બેઠાં પાઉડર અને પીંછીથી દાંત ઘસવા લાગ્યો ત્યાં મારી નજર કચરો કાઢતી ડોશી ઉપર પડી, “ઓહ ! આ તો ગઇ રાતની બેભાન થયેલી પેલી ડોશી !”

ગઇ રાતની વાત પાછી ફરી તાજી બની ગઈ ! જાણે ગઈ રાત્રે કાંઇજ બન્યું ન હોય તેમ તે તો કામ ઉપર હાજર થઈ ગઈ હતી. મારાથી તેને કોણ જાણે પૂછાઇજ ગયું:

“ગઈ રાતે જેને માર પડેલો તેજ તમે કે ?”

“કોણ બાપા ! મને કહ્યું ?”

“હા, તારું નામ શું ?”

" મારું નામ મંછી ! હું તો અહીં વર્ષોથી તમારું કામ કરું છું બાપા ! ન્યાતની વાડીએ જમવાનું મળશે એમ ધારી હું ત્યાં આવેલી ! આમાં નવાઈ શી છે ! આવો માર ખાઈ ખાઈને તો અમે મોટાં થતાં આવ્યાં છીએ ! મારી આવડી ઉમ્મરજ એમાં પૂરી થઈ ને બાપા ! "

" પણ તમને મારવાં શા માટે જોઈએ, એજ હું સમજી શક્યો નથી ! "

" અમારે તમારો એંઠવાડ ખાવો અને સાથે માર પણ ખાવો: આ તો બાપા કંઈ પેઢીથી ચાલ્યાજ આવે છે. અમે એંઠવાડ ખાવાનાં અને સાથે માર પણ ખાવાનાં. આ તો અમારો રોજનો નેમ છે, બાપા!"

" પણ તમને આ એંઠવાડ ખાવાનો અને માર પણ ખાવાનો— આ બધું ગમે છે કેમ ? "

" એ તો એવું છે ને બાપા, કે તમે ગાંધીવાળા માણસ છો એટલે અમારી જોડે આટલીય વાત કરો છો. અમને તો ઘણુંય થાય છે કે અમે તમારી જેવા રહીએ અને ચોખ્ખું ખાઈએ; પરંતુ અમારાથી એ બને જ શી રીતે ? "

" શાથી ના બને ? "

" અમે તમારાથી હેડ એ તો હેડ જ ને બાપા ! "

" એવું તમારે શા માટે માનવું જ જોઈએ ? "

" અમે તો ક્યાં માનીએ છીએ ? પણ અમને બીજા મનાવતા હોય ત્યાં શું થાય ? હજુય અમારાથી ભડકી આઘે ભાગનારાંનો કંઈ તોટો નથી. અમારા પૈસા ખપે, પણ અમે તો નહિજ. પહેલાં તો અમે જે રસ્તે આવતાં તે રસ્તે પાણી છંટાય પછી જ આ ધરમીઓ પગ મૂકતાં. હવે ફેર પડ્યો છે. "

"તે તમે ચોખ્ખાં રહો તો તમને કોઇ જ ઢેડ નહિ કહે અને અડકવામાં ફરકત નહિ જુએ ?"

"તમે માનો છો તેવું નથી. અમારાં છોકરાં તો હવે અમારાથી આગળ વધી ગયાં છે. તેઓ ચોખ્ખાં કપડાં પહેરીને હોટેલમાં જાય છે અને તમારા જેવાઓની સાથે બેસે છે. પરંતુ ત્યાં હોટલમાં જ. તેમને ખબર નથી હોતી કે અમો ઢેડ છીએ. કોઈ ઢેડ છે કે બ્રાહ્મણ વાણિયા છે, એ કપાળે કંઈ ઓછું લખેલું હોય છે!"

એટલામાં મારો પૌત્ર મારીજ પાસે ઝાડે બેસી ગયો. તેની બાએ આવી તેને લઇ લીધો અને સ્વચ્છ કરવા માંડ્યો. થોડીક વારે એ જગા પણ સ્વચ્છ કરવામાં આવી.

મને વિચાર થયો કે, ગંદકી સાફ કરનાર જેમ મારા પૌત્રની માતા તેટલો સમય અસ્પૃશ્ય ગણાય તેવીજ રીતે આ હરિજનો પણ ગંદકી સાફ કરે તેટલો સમય અસ્પૃશ્ય ભલે લેખાય અને એમાં કાંઇ ખોટું નથી; પરંતુ તેટલા માટે કાયમ તેમને અસ્પૃશ્ય ગણવાં, એમાં કયો ન્યાય રહેલો છે?

જે કોમ આપણી ગંદકી દૂર કરી આપણી કિંમતી સેવા કરે છે તેને આવો નીચ ધિઃક્કાર કેમ આપી શકાય? મારી આ વિચારમાળાને વેગ મળે એવી રીતે મંછીએ કહ્યું:

"બાપા, મારો દીકરો ભણે છે અને સાથે અમારી કોમમાં બધાને એંઠવાડ નહિ ખાવાની સમજણ આપે છે."

મેં મંછી ડોશીને તેના દીકરા સંબંધી ઘણી વાતો પૂછી જોઇ. તે સેંટ ઝેવિયર્સ હાઇસ્કૂલમાં મેટ્રિકના વર્ગમાં ભણતો હતો. તે છોકરાનું નામ અમથારામ બાપાલાલ હતું. તેનું ખર્ચ ભણવા માટે ખાસ કશું જ આવતું નહોતું. નિશાળમાં ફી લેવાતી નહોતી. ચોપડીઓ મળી રહેતી હતી અને તે ઉપરાંત અમથાલાલ સ્કૂલમાં પરચુરણ કામ કરતો તેથી આવક પણ થતી હતી.

અમથારામને બદલે 'ગેર્શોમ' નામ પાડવાની ગોઠવણ પણ થઇ હતી; પરંતુ મંછી ડોશીએ વાંધો લેવાથી એ વાત પડતી મૂકાઇ. અમથારામે ગેર્શોમ થઈ ખ્રિસ્તી બનવાના ઘણા લાભ છે એમ તેની માતાને ઘણું સમજાવ્યું હતું; પરંતુ મંછી ડોશી તો જૂનવાણીજ રહી અને ઉજળિયાત કોમ વચ્ચે મિજાજથી રહેવાનો મળનારો લાભ જતો કર્યો.

અમથારામ તો આજે પણ માને છે કે, તે મેટ્રિક પાસ થઇ આગળ જશે અને જે ઉજળિયાત કોમ, તેમનો તિરસ્કાર કરે છે તેમને બરાબર રીતે બતાવી આપશે કે તેઓ તેને ત્યાં પગ ઘસડતા આવશે.

એક કોમ બીજી કોમને જ્યારે તિરસ્કારે છે ત્યારે આવું જ બને છે. ત્યાર બાદ આ મંછી ડોશી રોજ તેની કોમની કોઇ ને કોઈ વાત લાવતી અને હું પણ તેની વાતોને ઉત્તેજન આપતો. આ ઉત્તેજનને કારણે હું તેમની કોમ વિષે ધીરે ધીરે ઘણી વાતો જાણી પણ શકયો.

[ ૩ ]

દવાખાને ભારે ભીડ હતી એ વખતે કેટલાક પોલીસો સાથે સ્ટ્રેચરમાં એક નવજુવાનને ઉપાડી અંદર આણવામાં આવ્યો. શું છે તે હું તરત જોઈ શકયો. મારાજ દવાખાના આગળ એક અકસ્માત થયો હતો. એક સાયકિલસ્ટ એક મોટરકાર સાથે અથડાઈ પડ્યો હતો. પરિણામે સાયકલ ઉપર જનાર આ નવજુવાનને ઇજા થવા પામી હતી.

શ્રીમંત શેઠાણી દર્શન કરવા નીકળ્યાં હતાં. આજનો દિવસ રામનવમીનો હતો. દર્શન બંધ થાય તે પહેલાં શેઠાણીએ પહોંચવું જોઇએ; એટલે ડ્રાઇવરને શેઠાણીએ ઝડપથી મોટર હાંકવા હુકમ કર્યો.

પરિણામ એ થયું કે ડાબી બાજુએ જતા સાયક્લિસ્ટને આ મોટરે હડફટમાં લીધો. ભૂલ મોટર ડ્રાઇવરની હતી.

સારવાર તરત કરવામાં આવી અને શેઠાણી તો હજીય મંદિરમાં દર્શન કરવા ઉતાવળાં હતાં; એટલે તેમણે મારી પાસે આવી સો રૂપિયા નવજુવાનને આપવાના કરી ઉપડ્યાં. પોલીસો તો ક્યારનાય તેમના બની ગયા હતા.

ઈજા ભારે નહોતી થઈ. મેં તેને તેનું નામ પૂછ્યું. તેનું નામ અમથાલાલ બાપાલાલ હતું. તેજ મંછીનો હરિજન દીકરો. તેનીજ સારવાર મારે કરવાની હતી.

નિરાંતે પછી મેં તેને બધી હકીકત પૂછી અને શેઠાણીએ આપેલા સો રૂપિયા આપ્યા. તે લેવા ના પાડતો હતો; પરંતુ તેને સમજાવ્યો કે તેના અભ્યાસમાં તેને તે રકમ ઠીક ઠીક ઉપયોગી થઇ પડશે.

દવાખાનું બંધ કરવાનો સમય પૂરો થયો હતો. ઘેર જવું હતું. બહાર નીકળતાંજ મેં તેને કહ્યું કે, “ ઘેર જવું છે ને ? મારી મોટર તમને ઘેર મૂકી આવશે. ”

“ જરૂર નથી. હું ભાડાની ગાડીમાં ઘેર જઇશ. તમે ક્યાં અમારા ઢેડવાડામાં આવશો ? ”

“ મારે પણ તમારો ઢેડવાડો જોવો છે. ચાલો, અંદર આવી જાઓ. ”

મોટરમાં બેઠા પછી તેણે ઘણી વાતો કરી. એમાંની એક વાત નીચે પ્રમાણે હતી:

“ તમે એમ કહો છો કે, મારે બ્રાહ્મણીઆઓના મંદિરોમાં જવાનો શા માટે આગ્રહ રાખવો ? એનું પણ કારણ છે. હું પાંચ સાત વર્ષનો હોઇશ. મારી માતા મને લઇ ધૂનમાં ને ધૂનમાં ગામના

મંદિરની સન્મુખ આવી ઊભી. પેટ ભરીને દર્શન કરવા તે આતુર હતી; પરંતુ આવતા જતા લોકો અમને હડધૂત કરવા લાગ્યા. આઘે પણ ઊભા નહિ રહેવા દેતાં જે તે અમને કાંકરીઓ મારી હેરાન કરવા લાગ્યા.

"મને ત્યારે તો નહોતું સમજાતું. મંદિરોમાં જ ભગવાન પૂરાઇ રહ્યા છે, એમ હું નથી માનતો. ઈશ્વર સર્વત્ર છે. પરંતુ મને ત્યારથી થઇ રહ્યું છે કે, ઉચ્ચ વર્ણમાં આટલો બધો અહંભાવ શો ? ભગવાન સૌને માટે સરખા છે. અમને દર્શન કરવા દેવા તેઓ શા માટે આડે આવે ?

" અને પછી હું મોટો થયો, સમજણો થયો અને હાઇસ્કૂલમાં અભ્યાસ કરવા લાગ્યો ત્યારથી મારી વૃત્તિઓ જોર કરવા લાગી કે, હું શા માટે એ નકારવામાં આવેલા મંદિરમાં ન જઈ શકું ? હોટેલોમાં તો અમે જઇએ જ છીએ. અને નવાઇ પામશો કે મંદિરોમાં પણ સવર્ણ જેવાં કપડાં પહેરી હું અનેક વખત જઈ આવ્યો છું.

પરંતુ મને હવે તેનો મોહ રહ્યો નથી. ખ્રિસ્તી વળોમાં હું જોઉં છું કે, આવો કોઇજ ભેદભાવ નથી. અમારા જેવાને તેઓ સ્પર્શે છે અને સાથે બેસી ભણાવે પણ છે. અને મને ખાતરી છે કે, જેઓ આજે અમારો તિરસ્કાર કરે છે, તેઓ હું તમારા જેવો ડૉક્ટર થાઉં કે સુવર્ણપતિ થાઉં તો તરતજ મારી પાસે દોડી આવનાર છે ! વળી સરકારી અમલદાર થાઉં તો પૂછવું જ શું ?

જો આવી સ્થિતિ છે તો અમારે એ સ્થિતિનો લાભ શા માટે ન લેવો ? અમે મુસલમાન થઇએ કે ખ્રિસ્તી થઇએ, એ હિંદુ જાતિને પસંદ હોય તો એ રસ્તે જવામાં હરકત શી ? અસ્પૃશ્ય રહી તિરસ્કાર પામવા કરતાં બ્રાહ્મણ વાણિયા નમતા આવે એવા થવામાં શા માટે અમો પાછી પાની કરીએ ? "

વાત તો સાચી જ હતી. આપણે ઢેડવાડાને અસ્પૃશ્ય રાખી આપણેજ અસ્પૃશ્ય બન્યા છીએ. ધર્મ કદી સંકુચિત નથી. ધર્મ વિશાળ છે. ધર્મના સંકુચિત વાડા જ્યારથી થયા ત્યારથી આપણા પતનનો પ્રારંભ શરૂ થયો છે.

આમ વાતમાં ને વાતમાં અમે ઘણો રસ્તો વટાવી લીધો. ઢેડવાડો આવી પહોંચતાં અમારી મોટર અટકી.

અમથારામ મારી આગળ ચાલ્યો. તુલસીના છોડ ઠેર ઠેર રોપવામાં આવ્યા હતા. એક નાનું શું મંદિર હતું. તે ધર્મસ્થાનક હશે, એમ તરત લાગી આવતું હતું. છેવટે અમે એક નાનાશા ઝુંપડા આગળ આવી પહોંચ્યા.

ઢેડવાડો છતાં આટલો સુઘડ અને ચોખ્ખો? એટલાં ચોખ્ખાં આંગણાં તો ઉચ્ચ વર્ણનાં પણ નથી હોતાં. સ્વચ્છતાનો આવો અનોખો નમૂનો જોઈ મને આનંદ થયો. મારી ધારણા હતી કે, ઢેડવાડામાં પાર વિનાની દુર્ગન્ધ હશે! પણ અહીં તો એટલી ચોખ્ખાઇ હતી કે ગમે!

મંછીડોશી મને ત્યાં આવેલો જોઇ નવાઇ પામી. અને એથીય વિશેષ નવાઇ તો તેને તેના અમથારામને વાગેલું જોઇ થઈ! કેટલીક પ્રાથમિક વાતચીત કરી લીધા પછી હું ત્યાંથી પાછો વળ્યો.

મોટરમાં રસ્તે મને આના જ વિચારો આવ્યા કર્યા. અસ્પૃશ્ય ગણાતી હિંદુ કોમ વિષે આપણે કશું જ જાણતા નથી. આપણે આટલા બધા બેપરવા બની જીવી શકીએ ખરા? હિંદુસ્તાનમાં મુસ્લિમ વસતિ હતી ખરી? વસતિ થઇ પછી આટલી બધી શી રીતે? હરિજનો, મુસ્લિમ કે ખ્રિસ્તી થવા માટે વાંક કોનો? હિંદુઓના આટઆટલા અન્યાય અને તિરસ્કારનું આ સિવાય બીજું શું પરિણામ હોઈ શકે?

ત્યાર બાદ મંછાડોશીને જોઉં અને મને અમથારામ યાદ આવતો તથા અમથારામને જોતો કે તરત મને મંછા યાદ આવતી. એક ડૉક્ટરના જીવનમાં ઘણા પ્રસંગો આવે છે અને જાય છે. અને એ બધા યાદ રહી જવા કંઈ સર્જાયા નથી હોતા આટલું છતાં ઘણાય પ્રસંગો સંસ્મરણીય બની રહે એવા હતા તે સંસ્મરણીય ન બનતાં આ પ્રસંગો જીવનમાં સાથી જણાતા જતા હતા એ પ્રથમ તો મનેય ન સમજાયું. ગમે તેમ પણ અજાણપણે હું અમથારામના જીવનનો રખેવાળ બન્યે જતો હતો.

વખતે અમથારામ પણ આવતો અને મારી સલાહ લેતો. તે વખત જતાં મેટ્રિક થઈ ગયો હતો અને હિંદુઓ તરફ તેનો તિરસ્કાર અપ્રકટપણે ઉમેરાયા જતો હતો. તેની લાગણીઓ એટલીજ હતી કે, શા માટે તે અસ્પૃશ્ય ગણાઈ રહ્યો હતો? જન્મને કારણે કોઈ મનુષ્ય અસ્પૃશ્ય શી રીતે? કર્મ ઉપરથી માણસની કિંમત થવાને બદલે જન્મ ઉપરથી જ માણસને નાનોમોટો ગણવામાં આવતો, એ એનાથી સહ્યું જતું નહિ.

અને આમ તે ઈન્ટર સાયન્સ પાસ કરીને મારા જ આશ્ચર્યને ચોંકાવતો એમ. બી. બી. એસ. માં ગયો. તેનામાં શક્તિ હતી, ઉત્સાહ હતો અને એ બધાની પાછળ એક ચોક્કસ નેમ હતી. ઈશ્વરને સૌ બાળકો સમાન છતાં આટલી અસમાનતા એમની વચ્ચે કેમ? આવું બળતું હૈયું તેને શાનો ઝંપવા દે?

તે ખ્રિસ્તી ધર્મને ચાહતો હતો–તેનો તે અનુયાયી નહોતો. છતાં તે ખ્રિસ્તી ધર્મની કોઈ પણ વ્યક્તિને જે સ્નેહથી ઓળખતો તેવી ઓળખાણ તો તેણે કોઈની જોડે રાખીજ નહોતી. તેના જીવનમાં જે ઝંઝાવાત જન્મ્યો હતો તે એકજ હતો અને તે પોતે અસ્પૃશ્ય

કેમ ? તે તેને અસ્પૃશ્ય કહી પોકારનાર દરેક માનવને દુશ્મનની નજરે જોવા લાગ્યો હતો.

એટલામાં તેણે બાયબલનો અભ્યાસ કર્યો. 'તું તારી જાતને ઓળખ' કેવી રીતે જાતને ઓળખવી, એ એને માટે મોટો પ્રશ્ન થઈ પડ્યો. દરમિયાન એમ. બી. બી. એસનાં પાંચ વર્ષ પૂરાં કરી ડૉક્ટર થયો. તેને આનંદ થયો. ખૂબ આનંદ થયો.

શરૂઆતમાં તેણે મિશનરી હૉસ્પિટલમાં તેની સેવાઓ આપવા માંડી. તેને જે સંસ્થાએ મદદ કરી હતી તેને તે શી રીતે ભૂલી શકે ? તેને તેણે પોતાની સેવાઓ આપવીજ રહી. તે તેની ફરજ હતી.

તેની માતાના હર્ષનો તો પાર જ નહોતો. એનો આનંદ તેના પોતાના પુત્રને ડૉક્ટર રૂપે જોઈ માતો જ નહિ. પરંતુ તેના જીવનનાં વર્ષો પૂરાં થઈ રહ્યાં હતાં. ડૉક્ટર–પુત્ર તેની પોતાની માતાને પણ બચાવી શક્યો નહિ.

અનેક દરદીઓ દવાખાને આવતા. તેમની હેતભરી સારવાર કરવી એ મિશન હૉસ્પિટલનું દૃષ્ટિબિન્દુ હતું. પગાર પૂરતો મળતો અને ઘડીનીયે ચોરી કર્યા સિવાય તે ઉમંગથી પોતાની સેવા આપતો હતો. અમથારામ હવે ડૉ. અમથારામ બન્યા હતા અને કેટલાક તેને એલ્વિનના નામે ઓળખાવા સૂચના કરી છતાં તે તો અમથારામ રહેવામાં જ મક્કમ રહ્યો.

ધીરે ધીરે ડૉ. અમથારામ ચીવટ અને સતત પરિશ્રમથી હોશિયાર ગણાવા લાગ્યો અને દરેદીઓમાં તેના કામની વાતો થવા લાગી. અમથારામને તેની પ્રશંસા થાય તે ગમતું હતું. આ તેની ખાસ આશા હતી અને તે તરતમાં જ સિદ્ધ થયેલી જોઈ રાજી રાજી થઈ ગયો.

અમથારામે હવે જોયું કે તે અસ્પૃશ્ય રહ્યો નહોતો. તેનો ભૂત-કાળ કોઈનેય યાદ રાખવાની જરૂર જણાઈ નહિ. સૌ કોઈ તેને તેના

કામથી જ ઓળખવા લાગ્યા. શી નાતે કે શી જ્ઞાતિએ ડૉક્ટર છે તે જાણવાની કોઇનેય જરૂર જણાઈ નહિ. સૌને પોતાનો રોગ દફનાય તેની જ ચિન્તા હતી.

ધનિક, ઉચ્ચ, ધાર્મિક અને ભક્તજનો પણ અમથારામની સારવાર લેવા ઉત્કણ્ઠિત થઇ રહેતા. કામ કરવા પાછળ જે રસ ડૉ. અમથારામ લઈ રહ્યા હતા તે રસ કંઇ નાનોસૂનો કે મામૂલી નહોતો. તેમના શબ્દોમાં, આશ્વાસનમાં અને કાર્યશક્તિમાં દરદીઓ એટલી શ્રદ્ધા ધરાવતાં કે, સૌ કોઈ એમની સારવાર મળતાં નિરાંત અનુભવતાં.

અનુભવથી ધીરે ધીરે ડૉ. અમથારામ જનતામાં ખ્યાતિ મેળવ્યે જતા હતા, છતાં તેની એક આશા—હિંદુઓનો અસ્પૃશ્ય પ્રત્યેનો તિરસ્કાર હતો તે સંબંધી જીવંત હતી.

# [ ૫ ]

તેને કામમાંથી ફુરસદ મળતી નહોતી. હવે તો તે તેના કામમાં એટલો મશગુલ રહેતો કે તેને બીજા વિચારો કરવાનો અવકાશ જ રહેતો નહિ. ઑપરેશન, દરદીઓની તપાસ, તેમની સાથે વિવિધ વાતચિત, સ્ત્રી હો કે પુરુષ, ધનિક કે ગરીબ સૌની સાથે એકસરખી પ્રિય અને સાચી વાત કરેવાની ટેવથી તે દવાખાનાના દરેક દરદી પાસે ફરી વળતો હતો.

સવારનો સમય હતો. કેટલાક દરદીઓને ઇન્જેક્શનો આપવાનાં હતાં. નવા દરદીઓ ધીરેધીરે આવવા લાગ્યા હતા. રાત્રે પરાણે પાંચ કલાકની ઊંઘ મળતી હતી; છતાં ડાક્ટરની સેવા ઘણું કામ કરી શકે છે, એ મંત્રની પાછળ તેને થાક જરાયે લાગતો નહિ.

આવા સંજોગોમાં પરણવાનો પ્રશ્ન તો તેને ક્યાંથી જ પાડે. એના જીવનમાં પ્રેમ સભર ભર્યો હતો. એ પ્રેમ અસામાન્ય પ્રેમ હતો. પત્નીપ્રેમ વાત્સલ્યપ્રેમમાં રૂપાન્તર પામ્યો હતો. સૌ તરફ બાળકોના

જેવો પ્રેમ એક ધારાએ તેના હૃદયમાં નિશદિન વહી રહ્યો હતો. તેથી જ તેને શાંતિ મળતી હતી. એથી તેને જે આનંદ થતો તે અદ્વિતીય લાગતો હતો. સેવા એ તેના જીવનની એક મહદીચ્છા બની જઈ રહી હતી.

કાર્યની અને સેવાની ધૂનમાં તે એક સવારે જઈ રહ્યો હતો. એક ખાદીધારી યુવક દવાખાનાની સામે એક ઘર આગળ એક મેલી બાઈને માથે કચરાનો ટોપલો ચડાવી રહ્યો હતો. આથી તેની જ પાછળ આવતી તેની મા છંછેડાઈ પડી અને તેના કેટલાક શબ્દો સાંભળી તેને તેનો ભૂલાયેલો ભૂતકાળ અક્ષુ સમીપ ખડો થઈ ગયો.

યુવક તેની માતાને સમજાવતો અંદર જ આવી રહ્યો હતો.

"બા, એ ઢેડ છે તેથી શું? આપણે જો એકબીજાના ઉપયોગમાં ન આવી શકીએ તો પછી આપણું જીવવું જ શું કામનું! તને હું મદદ કરતો નથી?"

"મારી વાત તેની જોડે તું શું સરખાવી શકે છે? હું વૈષ્ણવ અને તે ઢેડ! એ બંને વચ્ચે સરખામણી કેવી?" યુવકની માતાએ કારણ આપ્યું.

"એ ખરું, પણ સાથે તું કેમ ભૂલી ગઈ કે, એ ઢેડ પણ વૈષ્ણવ છે?"

"એવી ગાંડી ગાંડી વાત ના કર. તું ભણ્યો એટલે જ બગડ્યો છે. આપણે ક્યાં ને એ ક્યાં? આપણે ઉચ્ચ વર્ણના અને એ નીચ વર્ણના."

"એ તો આપણે કહીએ છીએ ને? એ નીચ વર્ણના છે એ આપણે કહ્યું અને એથી નુકશાન આપણને જ થાય છે, બા! ઈશ્વરે તો આવી જાતો સર્જી જ નથી. માણસોએ તેમના સ્વાર્થ સાધવા આ તો રસ્તાઓ શોધ્યા છે."

"તો તું તો કહીશ કે, એઓ મંદિરમાં પણ શા માટે ન આવે?"

"બા, એ તેં બરાબર કર્યું. પ્રભુના મંદિરમાં પણ આપણે આવા ભેદભાવ રાખીશું તો પ્રભુ આપણા ઉપર શી રીતે રાજી રહેશે ?"

"ઢેડ મંદિરમાં આવે તો પ્રભુ અભડાય નહિ ?"

"પ્રભુ તો કદી અભડાયા છે ખરા ? પ્રભુ પોતાના જ સંતાનથી અભડાય એ કેવી ગાંડી વાત !"

"તું તો બહુ મોટો પંડિત થઇ ગયો. રાખ હવે, જો આપણે ડૉકટરને પહેલાં મળી લઇએ ?"

"પણ ડૉકટર તો બરાબર નવ વાગે અહીં આવશે ને ?"

"હા, ચાલો આપણે સામેના બાંકડા ઉપર બેસીએ."

આ બધો સમય ડૉ. અમથારામ તેમની વાતચીતને સાંભળી રહ્યા હતા. તેમને તેમની વાતમાંથી નવું જ્ઞાન થતું હતું. અસ્પૃશ્યો કે હરિજનો તરીકે ઢેડ હંમેશાં રહેશે એવું નથી. તેમના માટે લાગણી ધરાવનારા ઉચ્ચ વર્ણના હિંદુઓની સંખ્યા નાની નથી, પણ તે માટે એક અજબ ક્રાન્તિ કામ કરી રહેલી છે તેનો તેને નવો અનુભવ પણ થયો. તેથી તેને આનંદ પણ થયો.

તે જરાક થોભ્યો અને પેલા યુવક અને તેની માતા પાસે તે ગયા.

"કોનું કામ છે તમને ?"

"મારે ડાકટર સાહેબનું કામ છે." યુવકે જવાબ આપ્યો.

"કયા ડાકટરનું કામ છે ?"

"ડૉ. અમથારામનું"

"શું કામ છે ?"

"માફ કરજો. આપ કોણ છો ?"

"તમને જે ડૉકટરનું કામ છે તે જ હું છું. તમે નવાસવા લાગો છો."

"જી હા, આપનું નામ એક નિષ્ણાત ડાક્ટર તરીકે જાણીતું છે એટલે અમે અહીં આવ્યાં છીએ." યુવકે નમ્રતાપૂર્વક જણાવ્યું.

"આપનું નામ હું જાણી શકું છું?"

"મારું નામ અરવિંદ છે અને આ મારી માતા રાધા છે."

"તમારી માતાની દવા માટે આવ્યા લાગો છો; નહિ?"

"જી"

"તમો શી જ્ઞાતિએ છો?" આટલી ઉતાવળમાં પણ જ્ઞાતિ સંબંધી પ્રશ્ન પૂછ્યા સિવાય રહી શકાયું નહિ.

"અમે બ્રાહ્મણ છીએ."

"કંઇ હરકત નહિ. આપ બંને અંદર બેસો અને હું તરતમાં જ આવી પહોંચું છું."

બનતી ત્વરાએ ડૉ. અમથારામે પોતાનું કામ પતાવી દીધું. આજે તેને કામમાં નવો ઉત્સાહ આવેલો જણાતો હતો. ઘણા દિવસો થયાં જે વિચારો અદશ્ય થયા હતા તે અત્યારે જોર પર આવ્યા હતા. ઊચ્ચ અને નીચના વર્ગોની ભેદી દિવાલો સંઘરનાર પુત્ર અને માતાનો સંવાદ તેણે સાંભળ્યો હતો.

## [ ૬ ]

ડૉ. અમથારામ પાછા વળ્યા ત્યારે હું ત્યાં જ હતો. મને તેમણે ઉપર બનેલી વાત કરી અને મને તેમણે મૌનપણે બધું સાંભળવા વિનંતી કરી. હું કબૂલ થયો.

ડૉક્ટરે પાછા આવતાં જ કામો ઝડપથી ઉકેલી નાખ્યાં અને શ્રીમતી રાધાનો કેસ હાથ ધર્યો:

"બોલો રાધાબ્હેન, તમારા દરદની વાત કરો."

"મારી માતાના દરદની વાત હું તમને પ્રથમ સમજાવું ..."

એમ શરૂઆતમાં જ અરવિંદે કહ્યું એટલે તેને થોભાવી ડૉક્ટરે બીજો સવાલ કર્યો:

"તમારી માતાનું દરદ તમે કહો તેના કરતાં તેઓ, પોતે કહે, એ વધારે સારું. છતાં તમારી જેવી મરજી. દરદ મનનું છે કે શરીરનું ?"

"એટલે ?" રાધાએ અજાયબ થઇ પૂછ્યું.

"એવું છે કે, જો દરદ મનનું હોય તો તરત મટતું નથી. એટલે જ મારે આવો સવાલ કરવો પડે છે. ખોટું ન ખોટું ન લગાડતાં, હોં! તમે રહ્યાં બ્રાહ્મણ ઉચ્ચ હિન્દુ કુટુંબનાં અને હું રહ્યો ઢેડ !"

"આવું શું બોલો છો, ડાકટર સાહેબ ! તમારું કામ ગમે તેવું હોય છતાં તમે કેટલા જીવોને બચાવો છો ?"

"અને સૂંડલાવાળી ઢેચડી રસ્તો સાફ કરી તમને ગંદકીથી દૂર રાખે છે તથા રોગના જંતુઓ ઉપાડી જાય છે તેના ઓછા ઉપકારો છે એમ તમારું કહેવું છે ?"

"શું તમે અમારી વાત સાંભળી છે ?"

"મેં સાંભળી હોય તેથી શું ? જે વાત સાચી છે તે હમેશાં સાચી જ રહેવાની છે."

"પણ તેથી તમને શું, ડાકટર સાહેબ ?"

"કારણ કે હું ઢેડ છું !"

"તમને ઢેડ કોણ કહે ?"

"મને ઢેડ કોઈ કહે કે ન કહે, પણ હું તો ઢેડ જ છું !"

"મ. ગાંધીજીની જેમ તમને પણ ઢેડ થવાનો ઉમંગ હોય એમ લાગે છે, નહિ ?" યુવકે આ વખતે નહિ રહેવાયાથી કહી દીધું.

"મ. ગાંધીજી તો જન્મથી ઉચ્ચ છે અને છતાં હરિજનોના

હરિજન બન્યા છે, પણ હું તો એ જ કોમમાં જન્મ્યો છું, ઉછર્યો છું અને ભણ્યો છું તેથી ઉચ્ચ જેવો લાગું છું. સાચી રીતે તો હું જે છું તે જ મેં કહ્યું છે."

"તો તમે અસ્પૃશ્ય–હરિજન છો?" યુવકની માતા રાધાએ નવાઈ પામી કહ્યું.

"હા, હું તે જ છું. હવે તો તમે મારી પાસેથી દવા નહિ જ લો; ખરું ને?"

"તમે તમારી જાતે એટલા ઊંચા બન્યા છો કે, તમે હવે હરિજન રહ્યા જ નથી. તમે ઉચ્ચ કોમના બન્યા છો."

"હું ઉચ્ચ કોમનો શી રીતે બની શકું? તમે હમણાં જ કહ્યું કે, જન્મથી જ પડેલા ઊંચનીચના ભેદો મીટાવી શકાય એમ છે જ નહિ."

"પણ તમારા દાખલાથી લાગે છે કે, તે શક્ય છે. તમારી વિદ્યા, સંસ્કારિતા વગેરે એવાં છે કે તમે સાચેસાચું કબૂલો તોપણ તમારી વાત ભાગ્યે જ કોઈ માને?"

"માને યા ન માને તોપણ વાત તો હું કહું છું તે જ છે. હું હરિજન છું અને મેં હરિજનોને થતા અન્યાયો સાંખ્યા છે. આ ધંધામાં પ્રવેશ્યો ત્યાં સુધી એ બધું મને યાદ હતું. એ ભૂલાયેલી વાત આજે તમે મને યાદ કરી છે. મને લાગે છે કે, સમય તેનું કામ હવે સંભાળવા લાગ્યો છે."

"ડાકટર સાહેબ, મને માફ કરશો. તમે અત્યારે જે માનવોની સેવા કરો છો તેમાં હરિજનો કે અસ્પૃશ્યો કેટલા છે? તમને એવો કદી વિચાર આવ્યો છે ખરો કે, હું હરિજનોની જ સેવા કરું? તમે પોતે હરિજન છો અને સેવા તો અ–હરિજનોની કરો છો. અને અમે ગાંધીવાદીઓ હરિજન પ્રવૃત્તિમાં પડ્યા છીએ. અમે હરિજનોની

સાથે વસવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. અમે હરિજનોનાં સુખદુઃખ જાણી શકીએ તે માટે તેમની વસતિ જ્યાં છે તેવાં ગામડાંમાં દોડી જવા માગીએ છીએ. અમે તેમને અમારા જેવા બનાવવા ચાહીએ છીએ.

" પણ તમે હરિજન છતાં હરિજનથી ઘણા જ દૂર રહ્યા છો. હરિજનો પોતે પણ તમારાથી દૂર ભાગી તમે તેમનાથી જુદા હો એવી રીતે રહેશે–રહેવા માગશે. ડાક્ટર સાહેબ, હું તો નાનો છું. આપ ખૂબ જ્ઞાની છો, પણ અન્યાયની આગથી ઝળેલો માણસ જે નહિ કરી શકે તે સમભાવથી ઘણું કરી શકે છે." અરવિંદે એક સામટું કહેવાનું બધું કહી નાંખ્યું.

ડૉ. અમથારામને એક નાનશા યુવક પાસેથી નવું શીખવાનું મળતું હતું. તે મારી સામે ઘડીભર જોઈ રહ્યા. તે આંખમાં શું હતું તે હું સમજી શક્યો. મેં કહ્યું:

" ભાઈ, તમે ડાક્ટરને અને મને બંનેને નવો માર્ગ બતાવ્યો છે. આપણે એક બીજાની ભૂલો કાઢીને કે લડીને કંઈજ મેળવી શકીશું નહિ. જેને કંઈયે કરવું છે તે સામા પક્ષની ભૂલો નહિ કાઢે. તે તો કામે જ લાગી જશે.

"હું પણ ડૉક્ટરને એ જ રસ્તે જવા સૂચના કરું છું. જ્યાં જ્યાં ગામડાં છે ત્યાં ત્યાં તેમના જેવા ડાક્ટરોની ઘણી જરૂર છે. હરિજન કે અ–હરિજનનો ખ્યાલ રાખ્યા સિવાય જેને જરૂર હોય તેને સહાય આપી અનેકના સાચા આશીર્વાદો જ મેળવવાથી, ઊભી કરેલી ભેદ દિવાલોનો અંત લાવી શકશે."

મારા શબ્દોની અસર થઈ હોય તેમ ડૉ. અમથારામ બોલ્યા: " એ સાચું છે. મને નવું જીવન મળ્યું. નવો ઉપદેશ મળ્યો. રાધાબહેન, તમારું દર્દ હું મટાડીશ, પણ તે પહેલાં તમે મારું દર્દ મીટાવ્યું તે માટે હું તમારો આભારી છું."

[ ૭ ]

શ્રી રણછોડજીના મન્દિરની આરતી સવાર-સાંજ ભક્તજનોના હૈયાંઓમાં ઉન્માદ જગાવતી. અસંખ્ય સ્ત્રીપુરુષો ટોળાબંધ આવતાં, મંદિરનાં પગથિયાં ભક્તિભાવે ચઢતાં અને નમનતાપૂર્વક શ્રી રણછોડરાયની મૂર્તિનાં વિવિધ પ્રસંગે વિવિધ દર્શન પામી રોજિન્દા કામમાં ભળી જતાં.

આ તો નિત્યક્રમ હતો. મારો પણ આ એક નિત્યક્રમ હતો. હું સવારમાં ઊઠી-પરવારી મંદિરે જતો. હું ડૉક્ટર છતાં મારામાં રહેલી ભક્તિથી ઘણાને આનંદ થતો તે હું જોઈ શકતો હતો. ઘણીક વખત દરદીઓને માટે આ પ્રસંગ મુલાકાતનું સ્થળ પણ બની જતો.

મંદિરથી હું ઘણે છેટે નહોતો તે વખતે અરવિંદ અને તેની માતાને પણ મેં મંદિર તરફ જતાં જોયાં. મને જોઈ તેઓ અટક્યાં અને જયજય કર્યા. વળી થોડીક વાતો ડૉ. અમથારામ અંગે થઈ અને 'ભેદભાવ શા માટે?'-ની મહત્ત્વની ટૂંકી વાતો થઈ. અમે આગળ વધતાં જ હતાં ત્યાં અકસ્માત્ ડૉ. અમથારામ આવી ભળ્યા.

અમો સૌ આશ્ચર્ય પામ્યાં. અમે ત્રણ તો મંદિરમાં જતાં જ હતાં. તો ડૉ. અમથારામ અમારી સાથે શા માટે ન હોય? પણ તેમ કરવા જતાં મુશ્કેલી આવે કે ઉહાપોહ થાય તો?

મેં કહ્યું: "કેમ રાધાબહેન, શું ધારો છો? આપણી સાથે ડૉ. અમથારામ પણ મંદિરમાં દર્શન કરવા આવે તો કેવું સારું?"

રાધા: "જરૂર સરસ. વળી ડૉ. અમથારામ હરિજન છે એવો ખ્યાલ તો કોઈનેય નથી. તેઓ જરૂર આવે."

ડૉ. અમથારામ: "મને ત્યાં જ વાંધો છે. ચોરી છૂપીથી કે લોકોને છેતરીને મારે મંદિરમાં આવવાનો શો અર્થ? એમ મારો હેતુ નથી ફળવાનો. જ્યારે લોકો જાણે કે હું હરિજન છતાં જાણી જોઈને મારી પ્રતિભાના બળે મંદિરમાં પ્રવેશ્યો હતો ત્યારે મારી કિમ્મત પણ શી? મારે જનતાના હૃદય ઉપર બળજબરી કરવી નથી."

અરવિંદ: "બરાબર છે. ડૉક્ટર સાહેબના અભિપ્રાય સાથે હું મળતો થાઉં છું. મંદિરમાં જ ઈશ્વર છે અને બીજે નથી એમ તમે શી રીતે કહો છો ?"

મેં કહ્યું: "હરિજનો પણ હિંદુ છે, તો પછી મંદિર–પ્રવેશનો તેમનો અધિકાર જતો શા માટે કરવો જોઇએ ?"

ડૉ. અમથારામ: "એવો અધિકાર પ્રાપ્ત કરવા જતાં જનતા અસૂયાથી સળગી ઊઠશે. એનો નતીજો સારો નહિ આવે. એ રસ્તે હરિજનો અને અ–હરિજનો એક નહિ થઈ શકે. મને લાગે છે કે, મારે એવા અધિકાર માટે લાગણીવશ થઈ જવાની જરૂર નથી."

રાધા: "છતાં તમે મંદિરમાં આવી દર્શન કરો તો મને કંઈ ખાસ ખોટું લાગતું નથી."

ડૉ. અમથારામ: "ચાલો, હું આવું છું. આવીશ પણ મંદિરપ્રવેશ નહિ કરું. હું ધારું છું કે મારે આ મોકો ચૂકવા જેવો નથી. ચાલો."

અને બધા મંદિર તરફ ઉપડ્યા. આ બધા વાત કરતાં હતાં તે વખતે લોકોની આવજા ઘણી હતી. તેમણે લોકોનું ધ્યાન તો ખેંચ્યું જ હતું.

મંદિરનાં પગથિયાં ચઢતાં જ બૂટ કાઢી ડૉ. અમથારામ બાજુ ઉપર મૂર્તિનાં દર્શન થાય તેવી રીતે હાથ જોડી અટકી ગયા. પ્રભુનાં જ સાક્ષાત્ દર્શન કરતા હોય તે રીતે તેનાં દર્શનમાં તેઓ તલ્લીન થઈ ગયા.

ઘણા દિવસે ડૉ. અમથારામે મંદિરમાં દર્શન કરવાં આવેલા જોઈ લોકોને જેટલી નવાઇ થઈ તેટલી જ નવાઈ મંદિર બહાર ઊભા રહી દર્શન કરવાથી થઇ હતી.

લોકો એકબીજાને પૂછપરછ કરી રહ્યા હતા. ઘણા માણસોને તેમની સારવારનો લાભ પણ મળ્યો હતો. સૌને તેમને માટે પ્રેમ હતો.

દર્શનાતુર જનતા મૂર્તિનાં દર્શન કરવાં ભૂલી ડૉ. અમથારામની આ દર્શન પદ્ધતિથી આશ્ચર્ય પામી તે પદ્ધતિના દર્શનમાં જ ચકચૂર બની ગઈ. ડૉ. અમથારામ એક ચર્ચાનો વિષય થઇ પડ્યા.

દર્શનકાર્ય આટોપી લીધા પછી મારી તરફ અને બીજાઓ તરફ તેમની આંખો ઠરી. અમે તો હજુ ત્યાં જ હતાં. અમારે શું કરવું તે જ અમને સમજાતું નહોતું.

તેમની આંખો અમારા ઉપર પડતાં તેમણે અમને પૂછ્યું: "દર્શન કર્યા? ધારું છું કે તમે હજી અહીં જ ઊભાં છો. જાઓને? દર્શન કરી આવો."

"પણ તમારા વિના?"

"મેં દર્શન કર્યા એ તમે જોયુંને?"

"અમે પણ એમ તો દર્શન કર્યા જ છે!"

"ના; મારો આગ્રહ છે કે તમે રોજની જેમ દર્શન કરી આવો. તમે જો એમ નહિ કરો તો હું અહીંથી ખસીશ જ નહિ."

અમે એમના દૃઢ નિશ્ચયને પારખ્યો. ત્યાંથી ગયા. દર્શન પણ કર્યા. ચિત્ત આજે ક્યાં હતું તે ખબર નથી. કદાચ સાચાં દર્શનની શોધમાં હશે.

અમે દર્શન કરી પાછા વળ્યા ત્યારે ડૉ. અમથારામની આસપાસ લોકોની મેદની જામી હતી. તેમણે લોકોને ત્યાં ઊભા રહી દર્શન કરવાં શા માટે પસંદ કર્યા તેનું સાચું કારણ જણાવી દીધું હતું.

લોકોથી તે અસ્પૃશ્ય હતા તે સહ્યું જતું નહોતું. તેમને એ નવું જ્ઞાન નહોતું જોઈતું. તેમની સારવારથી તેમના આત્માને ટાઢક અને શાન્તિ વળી હતી. તેઓ તેમના પ્રશંસકો હતા.

પણ શું થાય? ડૉ. અમથારામ કશું જ છુપાવવા માગતા નહોતા. આજે તો તેમણે નવી ડાકટરી વિદ્યા શરૂ કરી દીધી હતી. લોકો આશ્ચર્ય પામતા હતા કે, આવી અનોખી વ્યક્તિ અસ્પૃશ્ય કેમ હોઈ શકે?

ડૉ. અમથારામ જનતાના આગ્રહથી છેવટે બોલ્યા:

"હવે મને અહીંથી જવા દો. મને માફ કરો. હું તમારા દિલને આઘાત કરી મંદિરપ્રવેશ કરું એ મને કેમ ગમે? હું જ્યાં છું ત્યાં બરાબર છું. હું એકલો મારાં બીજાં ભાંડુઓની છોડી તમારી સાથે ન ભળી શકું. હું મારી બીજી અસ્પૃશ્ય જનતાને દગો દેવા નથી ચાહતો. હું તેમને મારા જેવા જે દિવસે બનાવીશ તેજ દિવસે આપણે સૌ એક હોઇશું. આભાર!"

ડૉ. અમથારામ અને અમે ત્યાંથી આગળ ચાલ્યા. કોઈકે કહ્યું: "તો આમાં અસ્પૃશ્ય કોણ? આમાં હરિજન કોણ? અસ્પૃશ્ય તો આપણે છીએ કે આપણે બીજાઓને અસ્પૃશ્ય ગણીએ છીએ!

મંદિરમાં કોઈ ગાઈ રહ્યું હતું:–

**"વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે**
**પર દુઃખે ઉપકાર કરે, તોયે મન અભિમાન ન આણે રે**

**સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કોની રે**
**વાચ, કાછ, મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે**

**સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે**
**જિવ્હા થકી અસત્ય ન બોલે, પર ધન ન ઝાલે હાથ રે**

**મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે**
**રામનામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે**

**વણલોભી ને કપટરહિત છે, કામક્રોધ નિવાર્યા રે**
**ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યાં રે"**

## [ ૮ ]

ડૉ. અમથારામ જનતામાં એક ચર્ચાના વિષયરૂપ બની જવા પામ્યા હતા. મારી નજર આગળ ન્યાતનો એ જમણવાર, મંછા ડોસી, અમથારામ અને ત્યાર બાદ અમથારામના જીવનમાં આવેલો અત્યારનો પલટો સરખામણીરૂપે વારંવાર ડોકિયાં કરી રહ્યો હતો.

દર્શન કરવા જવાની ઉતાવળમાં શેઠાણીની મોટરની હડફેટે ચઢી ગયેલો અમથારામ આજે ડૉ. અમથારામ હતો. આ જ અમથારામના દિલમાં એવી ઇચ્છા ઝગ્યા કરતી હતી કે, જે હિંદુ જાતિ તેમને અન્યાય કરી રહી છે તેનો બદલો લેવો. એ બદલો લેવાને બદલે ડૉ. અમથારામ આજે પોતે હરિજન, એવો સ્પષ્ટ એકરાર કરી મંદિર પ્રવેશથી દૂર રહેવાનું પસંદ કરે છે! કેટલું આશ્ચર્ય!

લોકોમાં ડૉ. અમથારામનું આ વૈચિત્ર્ય જેમ હર્ષ ઉપજાવતું હતું તેમ કેટલાક હરીફ ડૉકટરોને મન આ પ્રસંગ અનુકૂળ મોકો હતો. એમણે લોકોને વૈષ્ણવ ધર્મની મહત્તા સમજાવી એક દિવસે, એ ડૉ. અમથારામ મંદિરપ્રવેશ કરશે જ એ હકીકત ઉપર ભાર મૂકી ચેતવા માટે સમજૂતી કરવા માંડી.

લોકો સામાન્ય રીતે પાગલ હોય છે. જો એમને તેમના જ માર્ગે જવા દેવામાં આવે તો તેઓ જલ્દી ન્યાયને માર્ગે આવી જાય છે; પરંતુ કેટલીક વખતે ભણેલાય છબરડો વાળે છે. પોતાના સ્વાર્થને માટે મર્મનું ઓઠું આગળ ધરી લોકોને ધર્મઘેલા કરવાની તેમની યુક્તિ ઘણી વખત ફાવી જાય છે. ડૉ. અમથારામ વિરુદ્ધ નાના પ્રમાણમાં પણ ઉહાપોહ નહોતો તેને સ્થાન આખરે મળી ગયું.

ગામ હોય ત્યાં ઢેડવાડો હોય છે જ. લોકોમાં એવા કેટલાક માણસો હોય છે કે, જેઓ પૈસાની ખાતર કોઈ પણ અપકૃત્ય કરતાં અચકાતા નથી.

એક વખતે ડૉ. અમથારામ ભર ઊંઘમાં હતા તે વખતે તેમના નિવાસસ્થાને ઘંટડી બજી. વિઝિટ માટેનો આ ક્રમ હતો અને તે પ્રમાણે ડૉકટર જાગતાં એક મુકરર જગાએ જવા તેઓ તૈયાર થઇ ગયા.

બે મજબૂત માણસો એમની સાથે હતા. ગાડી પણ તૈયાર હતી. પ્રસૂતિથી પીડાતી બાઇની સારવારની તાત્કાલિક જરૂર હતી અને એવા કામમાં ઢીલ પોષાય જ નહિ.

ગાડી ઉપડી ચૂકી હતી અને ગામથી થોડેક દૂર આવતા વૃક્ષઘટા આગળ ગાડી થોભી. ડૉકટરને ત્યાં ઉતરવા માટે વિનંતી થઈ ડૉકટરે નીચે ઊતરી આગળ ચાલવા માંડયું.

એકાએક માથા ઉપરં ડૉકટરને એક લાકડી પડી. જેનો લગી ખ્યાલ નહિ એવું આ શું થયું તે ડૉકટર સમજે તે પહેલાં તેમને તમ્મર આવી અને તે નીચે ઢળી પડ્યા. ડૉકટર બેભાન બન્યા હતા તો પણ તેમને ભાનમાં આવતાં ઘણી વાર લાગી નહિ. એકદમ બેભાન થવાથી વધારે લાઠીના મારના ભોગમાંથી બચી જવાયું.

જ્યારે સંપૂર્ણ જાગ્રતિ આવી ત્યારે તેમણે આસપાસ જોયું તો કોઈ જ દેખાયું નહિ. માથામાંથી લોહી વહી રહ્યું હતું. તેની સારવારની તાત્કાલિક જરૂર પણ હતી.

આ વખતે પરોઢ થઈ રહ્યું હતું. સૂર્યનાં કિરણો પૃથ્વી ઉપર આવવાને માટે ડોકિયાં કરી રહ્યાં હતાં. સવારમાં ફરવા જવાનો આ મારો કાર્યક્રમ હતો. પાછા ફરતાં કોઇક નીચે ઢળી પડેલું છે એ મેં જોયું. હું પાસે ગયો અને મારી અજાયબી વચ્ચે ડાકટરને જ જોયા.

બધી વાત સાંભળી લીધી. શી હકીકત હશે તે કલ્પી લીધું. કશાં જ પગલા નહિ લેવાના નિશ્ચયથી તે ઊઠયા અને મારા ટેકે તેઓ થોડુંક ચાલ્યા. ગાડી મળતાં તેમાં તેમને બેસાડી દવાખાને લઈ જઈ સારવાર કરવામાં આવી.

પછી તો આ વાત વાયુવેગે લોકોમાં પ્રસરી. જેમને ડૉ. અમથારામની જાત માટે કશી જ માહિતી નહોતી તેમને પણ તે જાહેર થઇ. લોકો વિચારવા લાગ્યા કે, તો ડૉ. અમથારામ ખ્રિસ્તી શાથી નથી ? એમને મન એક મોટું આશ્ચર્ય હતું.

હિંદુ સંસ્કારમાં જાતભેદને જે સ્થાન છે તેનું મહત્ત્વ મ. ગાંધીજીની ચળવળને લીધે ભલે ઘટ્યું હોય, છતાં નિર્મૂળ તો નથી જ થયું. આજેય એવાં અનંત ગામડાં છે જ્યાં હરિજન કે અસ્પૃશ્ય

તિ મુસ્લિમ કે ખ્રિસ્તી થઇ તેમના ઉપર જોહૂકમી કરે કે અત્યાચાર ાદરે તે તેમનાથી સહ્યું જાય છે; પરંતુ હરિજન હરિજન જ રહે ને હિંદુ જાતિમાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરે એ બને જ કેમ ?

હિંદુઓમાંથી જ અનેક મુસ્લિમો છે. હિંદુઓમાંથી જ ખ્રિસ્તીઓ અને હિંદુઓમાંથી જ અનેક વિધર્મીઓ છે. આટલું છતાં હિંદુ-ાને મન તેના વિષે કશી જ ચિંતા નથી. તે તો એમ માને છે કે, મને હિંદુ ધર્મનું વૈશિષ્ટ્ય પચ્યું છે તેઓ જ પ્રતિકૂળ વાતાવરણમાં શુ ટકશે અને જીવશે. એમની આગળ મુસ્લિમ યુગ ખડો છે. જે ામાં હિંદુઓની કસોટી થઈ છે, જે યુગમાં નરરત્ન શિવાજી પાકયા અને પ્રતાપ જેવાની અનોખી ટેકનો જ્વલંત ઇતિહાસ છે તે ાની કેટલીયે વાતો આપણે જાણીએ છીએ. ભૂતકાળના આવા વલંત ઇતિહાસની કેવળ રાખ ઉપર જ આજની જનતા જીવવા ગે છે અને પોતાની જવાબદારી જાણે કશી જ નથી એમ ભૂત-ળની વાતો કરી તે ખંખેરી નાંખે છે.

ડૉ. અમથારામનો હૃદયપલટો કંઇક આવી જ જાતનો હતો. થા ઉપર જે માર પડયો હતો તે સામાન્ય નહોતો. તેમણે ધાર્યું ત તો હૂમલાખોરોને પકડી મૂળ તોફાનીઓને પણ નશ્યત પહોંચાડી ત. આ બધું તેમને નહોતું કરવું. તેમનામાં વિચાર ક્રાન્તિ કામ ી રહી હતી.

ધર્માન્તર તો તેમને મૂળથી જ નાપસંદ હતો. પ્રત્યેક ધર્મમાં વા સિદ્ધાંત તો જરૂર છે કે જેમાંથી માણસ ધારે તો ચિત્ત શાન્તિ ાવી શકે છે. ધર્મ શાન્તિ સ્થાપવા માટે છે–કલહ માટે નહિ અને દિલ આ દિશાએ વળ્યું હોય તો પછી તે ગમે તે ધર્મનો નુયાયી હોય તેમાં શું ?

'સેવા' ની સુશ્રૂષામાંથી ડૉકટરે આ મત કેળવ્યો હતો. દુશ્મનનું ભલું થાઓ એ અંતરના આશીર્વાદ એમણે પથારીમાં બેઠાં બેઠાં

આપ્યા. મહાત્માઓ અમુક કોમમાંથી જ પાકે છે એવું કાંઈ નથી. વૈષ્ણવ ધર્મમાં પણ મુસ્લિમ શિષ્ય હતો. વૈષ્ણવોને દિશા સૂચનરૂપ આ શિષ્યનો ઉલ્લેખ ગણી શકાય.

જો આમ જ છે તો દરેક કોમ પોતાની કોમને જ વિશિષ્ટતા મળે એવું કૃત્ય અને આચરણ શા માટે ન રાખે ? જે નામથી કોમ શરમાતી હોય તે નામ સૌને આકર્ષક અને ઉલ્લેખનીય બને એવું શા માટે ન કરવું ?

જ્યારે ડૉકટરને સંપૂર્ણ આરામ થયો ત્યારે તેમને અપનાવી લેવા ઘણા આગળ આવ્યા. આર્ય ધર્માનુયાયીઓ આવી વ્યક્તિઓને પોતાની બનાવવા માટે હમેશાં તૈયાર હોય છે.

પણ ડાકટરે તો એક જ વાત સૌને જણાવી. પોતે જે છે તે રહેશે અને તે સૌની સેવા કરવામાં જ રસ ધરાવશે.

[ ૯ ]

મિશન હૉસ્પિટલમાંથી પોતે છૂટા થઇ, પોતાનું જ નવું દવાખાનું જુદી જ દૃષ્ટિએ શરૂ કર્યું. જેમનામાં મતસહિષ્ણુતા હોય તેમને તેમ જ જેઓ મતસહિષ્ણુ ન હોય તેવાઓને પણ આ નવા દવાખાનામાં સ્થાન મળી રહે એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી. એનું નામ **'હિન્દુ હૉસ્પિટલ'** રાખવામાં આવ્યું.

આ હૉસ્પિટલને એક વિશાળ ક્ષેત્ર ઉપર ઊભી કરવામાં આવી. ડૉકટર પોતે પણ તેમાં એક આજીવન સેવક હતા. હું પણ આમાં જ જોડાઈ ગયો હતો. પેલાં રાધાબ્હેન અને યુવક અરવિંદ પણ અહીં હતાં. આટલું જ નહિ પણ જે સંગતલાલ શેઠના પુત્રના લગ્નની ન્યાત માણવા હું ગયો હતો તે શેઠને પણ આ કાર્યમાં ભેળવ્યા હતા. અનેક ધનિકોનાં કિંમતી દાન વડે આ ' હિન્દુ હૉસ્પિટલ ' સ્થાપવામાં આવી હતી.

આના મુખ્યાધિકારી ડૉ. અમથારામ છતાં તેમણે વહેંચણી જ એવી કરી દીધી હતી કે સૌ સૌને માથે જવાબદારી હતી.

પરિચારિકાઓ, નર્સો, દરદીઓ અને ડૉકટરોને રહેવાને માટે પણ અહીં ગોઠવણુ કરવામાં આવી હતી. દરેકને માથે સામાન્ય રીતે ૭ કલાકની ડ્યુટી રાખવામાં આવી હતી; છતાં તેઓ ૨૪ કલાકને માટે અહીં સેવા આપવા બંધાયેલા હતા. નોકરીની ખાતર નોકરી કરનારને અહીં સ્થાન નહોતું; પરંતુ જેના દિલમાં તમન્ના જાગી હોય તેવાને જ સ્થાન મળી શકતું હતું.

અસ્પૃશ્યવિભાગ જુદો જ હતો. કોઇપણ જ્ઞાતિનાં સજ્જન કે સન્નારીને જરા ય દુઃખ ન થાય તેવી રીતે દરેક વોર્ડમાં અલગ વ્યવસ્થા કરવામાં આવી હતી. હરિજનો માટે અલાયદી જ વ્યવસ્થા રાખી હતી અને તે અત્યુત્તમ હતી. આટલું છતાં જેમને હરિજન-વોર્ડમાં જવું હોય તેમને હરકત પણ નહોતી.

બ્રાહ્મણ રસોયા, બ્રાહ્મણ નોકરો અને બ્રાહ્મણ વ્યવસ્થાપકો પણ હતા; પરંતુ તેઓ બ્રાહ્મણ હોવાને કારણે સ્થાન ન જ મેળવી શકતા. દરેકને ઓછામાં ઓછો પગાર આપવાને બદલે દરેકને યોગ્યતા પ્રમાણે સારામાં સારો પગાર આપવામાં આવતો. કોઈ દિવસ દિલ ચોરે છે કે કેમ, એની ખાસ તપાસ રાખવામાં આવતી.

આયુર્વેદને પણ આ દવાખાનામાં વિશિષ્ટ સ્થાન હતું. તેને વધારેમાં વધારે ઉત્તેજન મળે એવી વ્યવસ્થા હતી. વળી નિષ્ણાત તથા ભાવનાશાળી ડૉકટરો અને વૈદ્યો તૈયાર થાય તે માટેની શિક્ષણ-સંસ્થા પણ ઊભી કરવામાં આવી હતી.

એક નવું જ ગામ હોય તેટલી વિશાળ જગ્યા ઉપર ઊભું થયેલું આ દવાખાનું એક ચમત્કારી અને યાત્રાનું સ્થળ બની જવા પામ્યું હતું.

વર્ષો વહેવાની સાથે સ્ત્રીઓ જ નર્સો થઈ શકે એ ભાવના કમી થઈ અને પુરુષોને પણ એ કામની તાલીમ આપવામાં આવી અને પુરુષોના વોર્ડોમાં પુરુષો નર્સોને સ્થાન આપવામાં આવવા લાગ્યું.

આ એક અખતરો હતો અને એ અખતરો સફળ થતાં એક નવો અખતરો પણ અજમાવવામાં આવ્યો. સ્ત્રીઓનાં દર્દોને પૂરો ન્યાય મળી શકે એવાં સ્ત્રી-ડૉકટરો પણ તૈયાર કરવામાં આવ્યાં.

ગમે તેટલા પુરુષ-ડૉકટરો સ્ત્રીદરદોમાં હોંશિયાર થાય તો પણ સ્ત્રીઓને ન્યાય આપવા માટે સ્ત્રી-ડૉકટરોની જરૂરિયાત ઉપર ડૉ. અમથારામ ભાર મૂકતા. વળી સ્ત્રીઓનાં ગુપ્તાંગો તપાસવા માટે પણ પુરુષ-ડૉકટરોની મદદ લેવી પડે એ એમનાથી સહ્યું જતું નહિ.

સામાન્ય દરદોમાં આયુર્વેદની મદદ લેતાં લેતાં તેના પ્રયોગો આગળ વધારવામાં આવ્યા. જેમ જેમ સફળતા મળતી ગઈ તેમતેમ તેમના ઉત્સાહમાં ઓર ભરતી ઉમેરાતી ગઈ.

વર્ષોના વહેવાની સાથે 'હિન્દુ હૉસ્પિટલ' નો વિસ્તાર ચોમેર વધી પડ્યો અને આ નામ કાયમ છતાં મુસ્લિમ અને બીજાઓને પણ અહીં દાખલ કરવામાં આવતા. તેમને માટે ખાસ જુદો વિભાગ રાખવામાં આવ્યો હતો.

દાકતરોની આકરી ફીથી ગરીબ દરદીઓ સારા દાક્તરોનો લાભ લેઈ શકતા નથી, એનો એમને ખ્યાલ હતો અને એથી જ હરિજનો તથા ગરીબ જનતા માટે ફી જેવું ખાસ રાખવામાં આવ્યું જ નહોતું. તવંગર હોય કે ગરીબ હોય તેવો તફાવત અહીં દેખાતો જ નહિ. સૌને સારામાં સારી સારવાર મળે એ જ ભાવના અહીં મહત્ત્વની અને કિંમતી હતી.

પશ્ચિમની ડાકટરી પદ્ધતિમાં જેમ લાભો રહેલા છે તેમ નુકશાન પણ રહેલ છે, એવી એમની માન્યતા હતી. દરેકમાં આ સ્થિતિ

રહેલી જ છે એમ એમનું બીજું માનવું હતું. પરંતુ અંગ્રેજી વિદ્યાના સંપર્કમાં આવ્યા પછી એ દેશમાંથી અને એ દિશામાંથી વહેતું જ્ઞાન સર્વોપરિ જ છે, એમ થયેલી આપણી રૂઢ માન્યતા સદંતર ખોટી છે. એમાં અપૂર્ણતાઓ પણ ઘણી છે. આ એમનો અભ્યાસ એમને આયુર્વેદમાં રસ લેતો બનાવી રહ્યો હતો.

પોતે હરિજન છે, અસ્પૃશ્ય છે, એ કદી ભૂલતા નહિ. એ રીતે જ રહેવાનો એમનો પ્રયત્ન રહેતો. આ એમનો પ્રયત્ન છતાં જનતા એમને એક મહાત્મા રૂપે અંતરથી પૂજતી બની હતી. હરિજનકોમના એ જાણે ઉદ્ધારક જ ન હોય એમ લાગ્યા કરતું.

ધીરેધીરે એમને મંદિરોની આવશ્યકતા પણ જણાઈ. જેમ કવિતા મોઢે કરવા માટે પુસ્તકોની જરૂર વિદ્યાર્થીઓને રહે છે, તેમ ઈશ્વરનું સાક્ષાત્ દર્શન ન થાય ત્યાં સુધી વિદ્યાર્થી–અવસ્થા ભોગવતા કેટલાક ભક્તજનો માટે મંદિરો જરૂરી જણાયાં. તેમણે તેમના દવાખાનાના વિશાળ કંપાઉન્ડમાં એ રહેલી ઊણપ પણ પૂરી દીધી.

હરિજનો માટે જુદા જ મંદિરની સ્થાપના કરી. અ–હરિજનો આ મંદિરે પણ આવતા; પરંતુ તેમને માટે કોઈ જ પ્રતિરોધ નહોતો.

વધારે આશ્ચર્યની બીના હવે આવે છે. એક માઈલના વિસ્તાર ઉપર પથરાયેલું આ દવાખાનું એક નાનાશા શહેર જેવું બન્યું હતું. સુઘડ અને સુંદર રાજમાર્ગો હતા. પુસ્તકાલયો હતાં અને નિશાળો પણ હતી. મંદિરો તો હમણાં જ ઊભાં થયાં હતાં. તો મુસ્લિમોની જ્યાં વસતિ હતી ત્યાં એક નાની શી મસ્જિદ શા માટે નહિ ? એ મસ્જિદ પણ બની અને ખ્રિસ્તીઓનું દેવળ પણ બન્યું. જૈનોનું મંદિર પણ બન્યું.

આ સ્થિતિ ઘણી જ આકર્ષક અને સાથે જ ચર્ચાસ્પદ પણ બની રહી; પરંતુ ટૂંક સમયમાં જ સર્વ ધર્મમંદિરનું સર્જન થયું. અહીં કોઈ વિશિષ્ટ ધર્મ નહોતો; પરંતુ દરેક ધર્મોનું એક મંડળ યોજવામાં આવ્યું હતું. એમાં જેમને કોઈ પણ ધર્મ કે કોમનો બાધ ન આવે તેમનો સભ્ય તરીકે સત્કાર થતો હતો.

અને ટૂંક સમયમાં જ આ સ્થળ બધાં સ્થાનકો કરતાં વધુ મહત્ત્વનું બની ગયું. આ સ્થળે જે હતું તે કોઈ પણ સ્થળે નહોતું. અહીં પુસ્તકાલય હતું, ચર્ચાસ્થાન હતું, વિનોદ ભાગની પણ યોજના કરવામાં આવી હતી અને આ દવાખાનાને લોકપ્રિય કેમ બનાવી શકાય તેની જ વાતો અને ચર્ચાઓ થતી.

ડૉ. અમથારામને આમ થતો જતો વિકાસ જોઈને ઘણો જ હર્ષ થયો. તેમના જીવનનાં વર્ષો પૂર ઝડપથી વહી રહ્યાં હતાં. તેમને માથે જ જવાબદારી હતી તે આસ્તે આસ્તે નવલોહિયાઓને માથે મૂકવામાં આવી. તેમણે સેવાધર્મની આપેલી દીક્ષા જ મોટો ધર્મ હતો. ધર્મને નામે કોઈ પણ ઝગડો જરાય ઉત્પન્ન થવા ન પામે એ એમના જીવનની મહેચ્છા હતી. એ પાર પડે તેમ આખા જીવનમાં ભાવનાઓ ઘડયા જ કરી હતી. એમને પ્રમાણમાં થાક પણ ઠીક ઠીક લાગ્યો હતો, છતાં એ થાકમાં કંટાળો નહોતો, પણ ઉત્સાહ અને જયાનંદ હતો. એમણે એથી જ પોતાની જવાબદારી ઊગતી પ્રજાને માથે ધીરે ધીરે મૂકવા માંડી. એથી એમને પરમ સંતોષ થયેલો વાંચી શકાતો હતો.

# જીવલેણ ગાડું

## [ ૧ ]

કુરૂપ્પાણુ અને તેની પત્ની પાર્વતીને 'નોખાં કર્યા.' ખેડુતોમાં રિવાજ છે કે પુરૂષ પરણે અને તેની સ્ત્રી સાસરવાસે આવે ત્યારે તેમને રહેવા માટે જુદું અલાયદું ઘર આપવું. તેઓ પોતાની મેળે મજૂરી કરી પોતાનો નિભાવ કરે. આળસુ ઉચ્ચ વર્ણોમાં કજિયા કંકાસ કરાવનારી પ્રચલિત સંયુક્ત કુટુંબપદ્ધતિ કરતાં આ રિવાજ સારો છે. કરૂપ્પાણુનાં માબાપ ઘરડાં હતાં અને તેઓ ગામમાં પોતાના કુટુંબના ઘરમાં રહેતાં હતાં. તેનો મોટો ભાઈ ખેતરમાં ઝુંપડું બાંધીને રહેતો હતો. કરૂપ્પાણુ તેની સ્ત્રી સાથે રહેવાનો હોવાથી તેમણે તેમનું ખેતર ત્રણ ભાગમાં વહેંચી લીધું. મોટોભાઇ તેના પોતાના ભાગ ઉપરાંત બાપનો ભાગ ખેડતો અને બાકી રહેલો ત્રીજો ભાગ કરૂપ્પાણુને સોંપ્યો. તેઓએ બધાએ ભેગા મળી તેને રહેવાનું કાચું ઘર બાંધી આપ્યું. ઢોર પણ વહેંચી લીધાં. કરૂપ્પાણુને ભાગ એક જોડી બળદ અને બે બકરી આવી. કરૂપ્પાણુ ત્રીસ વર્ષનો સુંદર ઉંચો જુવાન હતો અને પાર્વતી આખા ગામમાં સૌથી ફુટડી હતી. તેનાં મોં અને ઘાટ રાજાની રાણી જેવાં હતાં. તે ઘડી નવરી ન બેસતી. આ ઘરમાં જાણે તે ઘણાયે વખતથી રહેતી હોય તેમ આ નવા ઘરમાં કામ કરતાં કરતાં જ્યારે કરૂપ્પાણુ તરફ જોઇને હસતી, ત્યારે પોતે જાણે દુનિયાનો બાદશાહ હોય તેમ મલકાતો.

પાર્વતી તેના પિયેરથી થોડા પૈસા લાવી હતી. તેમાંથી તેમણે એક દૂઝણી ભેંસ ખરીદી. બરાબર એની ઋતુએ વરસાદ પડયો,

કરૂપ્પાણે સખત મજુરી કરી, એટલે નાનકડા ખેતરમાં સારો પાક થયો. પાર્વતી હસતે મોંએ આખો દિવસ સખત કામ કરતી. કરૂપ્પાણુ અને બળદો અને ખેતર અને ભેંસ એ એને મન આખી દુનિયા હતી. આ કામમાંથી પરવાર મળતી ત્યારે તે તેના પિયેરથી આણેલા રેંટિયે બેસતી. રાત્રે, ચાંદરણું હોય ત્યારે, તેની જેઠાણી પણ કાંતવા આવતી અને બન્ને વાતો કરતાં કરતાં કાંત્યાં કરતાં.

ભેંસ ઠીક ઠીક દૂધ દેતી. પાર્વતી દૂધ જમાવતી અને સવારના પ્હોરમાં વલોણું કરતી. સવારે નાહીધોઈ તે ગામમાં જતી. છાશ વેચતી અને અઠવાડિયામાં એકવાર વણકરોના મહોલ્લામાં જઈ ઘી વેચી આવતી. આમ તે અઠવાડિયે બે રૂપિયા કમાતી. બીજે વરસે કરૂપ્પાણે કામ વધારવા માંડયું. "આ ખેતર તો ઘણું નાનું છે. આપણા બન્ને માટે આખા વરસ પૂરતું કામ નથી રહેતું. આપણે એક ગાડું લઈશું? તેમાંથી થોડું મળી રહેશે. બળદ પાસે પણ આખું વરસ કામ લેવાશે. આ આપણા રામનને જ જોને? એને અઠવાડિયે ગાડામાંથી બે ત્રણ રૂપિયા મળે છે અને કોઈ કોઈવાર તો ચાર પણ મળે છે. શા સારૂ તારા દૂધદહીં ઘીના પૈસામાં થોડું ઉમેરી એક ગાડું નહિ લઈએ? સાંભળ્યું છે કે વીરન ઉદમાલપેટ જવાનો છે. તેનું દેવું ચૂકવવા તે ખેતર વેચી દેવાનો છે અને તેનું ગાડું પણ વખતે સોંઘામાં આપે."

આ સાંભળી પાર્વતી બોલી ઉઠી: "ના, ના. આપણે તે વીરનનું ગાડું શા સારૂં લઈએ? તેથી આપણું શું ભલું થવાનું? અને શા સારૂ ઉધાર પૈસા લઈને ગાડું લેવું? આપણે અત્યારે શું ઓછાં સુખી છીએ?"

"જા, જા! વીરન તો દારૂડિયો છે તેથી તે ખુવાર થયો. તેથી તેના ગાડાને શું થયું? એ તો મજબુત ગાડું છે. આપણે વીસ રૂપિયા ઉછીતા લઈએ તો તે પાછા આપતાં કંઈ ભારે પડવાનું નથી." કરૂપ્પાણે તેને સમજાવ્યું.

"મારે તો મારા પૈસામાંથી સોનું લઈ તેની કંઠી રાખવી છે."

"ગાંડી ન થા !" કરૂપ્પાણે કહ્યું. "તું તો આખા ગામમાં સૌથી રૂપાળી છે. ઘરેણાં પહેરીશ તો ઉલટું વરવું દેખાશે."

કરૂપ્પાણની વાત સાચી હતી. લોકો જે ઘરેણાં પહેરે છે તેનાથી તેના રૂપમાં કાંઈ વધારો થયો ન હોત.

"તમને પુરૂષોને તો સ્ત્રીઓને શું જોઈએ તેની પરવા જ નહિ. શું સારૂં અને શું ખોટું તેની અમને સ્ત્રીઓને શી સમજ ! પૂછો કાકાને અને તમને બધાને ઠીક લાગે તેમ કરો," પાર્વતીએ કહ્યું.

કરૂપ્પાણને ગાડું લેવાને ચારે પગે જોઈને 'કાકા' એ કરૂપ્પાણની ઇચ્છાનો વિરોધ ન કર્યો. અઠવાડિયું પૂરૂં થયું ન થયું ત્યાં તો કરૂપ્પાણ ખૂટતા ચાલિસ રૂપિયા મતાદારને ત્યાંથી લઇ આવ્યો અને ગાડું ખરીદ્યું.

## [ ૨ ]

કરૂપ્પાણ તેના ગાડા સાથે ઘણીવાર બહાર જતો. કોઈ કોઈ વાર તે દિવસ અને રાત બહાર રહેતો, અને કોઇ વાર લાંબી ખેપે જવું પડતું તો તેથી યે વધારે સમય બહાર રહેતો. આ ખેપમાં તેનો પિતરાઈ રામન તેની સાથે રહેતો. વરસ પૂરૂં થયું તે પહેલાં તો તેના પિતરાઈએ તેને તાડીનો સ્વાદ ચખાડયો અને પછી તો દરેક ખેપમાં તે હોય જ. આમ કરૂપ્પાણને તાડીનો સ્વાદ લાગ્યો. ગાડાની આવક ઓછી થતી ગઈ અને બળદો પણ અધભૂખ્યા રહેવા લાગ્યા. પહેલીવાર કરૂપ્પાણ પીધેલો ઘેર આવ્યો ત્યારે પાર્વતીને સખત આઘાત થયો.

"સત્યાનાશ વાળ્યું !" તે બોલી ઉઠી.

"મૂંગી મર! શું કાંઇ તું પૈસા આપે છે?" કરુપ્પાણે કહ્યું.

"તમે આજે તાડી પીધી છે." પાર્વતીએ ગુસ્સામાં જવાબ આપ્યો.

"હા, હા, પીધી છે. કાંઇ તારા બાપના પૈસાની નથી પીધી! મને પૂછનારી તું કોણ? કરુપ્પાણે રોફબંધ કહ્યું.

"ખબરદાર! ઘરમાં પગ મૂક્યો તો. તારા બાપને ત્યાં જા; મે આજે રાંધ્યું નથી," પાર્વતીએ સાફ સાફ સંભળાવ્યું. સાચા તિરસ્કારને લીધે તેનો ચ્હેરો કદરૂપો લાગતો હતો.

"કાળું કર. તારૂં ધૂળ જેવું રાંધ્યું મારે નથી જોઇતું," કરૂપ્પાણે કહ્યું અને એક મારવું બાકી રાખ્યું. આમ ઘણી વખત થવા માંડયું અને કોઇ કોઇ વખત તો તે પાર્વતીને મારતો પણ ખરો. તે રડતી રડતી તેના નાના બાળકને લઈ જેઠાણીને ત્યાં ચાલી જતી અને ત્યાં કુટુંબનાં બધાં માણસો ભેગાં થઈ વિચાર કરતાં. વખત જતાં સ્થિતિ વધુ ને વધુ ખરાબ થતી ગઇ. બળદ ઘરડા થયા હતા અને ઉતરી ગયા હતા. કરૂપ્પાણે ખોટમાં તે વેચી દીધા, અને નવી જોડ લેવા વિચાર કર્યો. પણ તેની પાસે પૂરતા પૈસા નહોતા. ફરી કોઇવાર દારૂની દુકાને ન જવાની શરતે પાર્વતીની દૂધ દહીં અને કાંતણની બચતમાંની જણસો તેની પાસે વેચાવી દીધી અને તેને આધારે તેની વિધવા બેન પાસેથી થોડા પૈસા ઉછીતા લીધા. તેણે નવા બળદ ખરીદ્યા. ત્રણ મહિના વીતી ગયા એટલે મતાદારે તેના માણસને કરૂપ્પાણને ત્યાં ઉઘરાણીએ મોકલ્યો. કરૂપ્પાણે થોડા દિવસની મુદત માગી અને તેણે આપી. એક વાર, બે વાર, ત્રણ વાર, પણ ચોથી વાર મતાદારનો માણસ આવ્યો અને એક બળદ લઈ ગયો.

કરૂપ્પાણ મતદારને ત્યાં દોડી ગયો અને એક મહિનાની વધુ મુદત આપવા આજીજી કરી.

"દારૂડિયા ! એક દિવસની પણ નહિ. મારા લેણા નીકળતા પૈસા ચૂકવ્યા સિવાય નવા બળદ લાવવાનું તને કોણે કહ્યું હતું ?"

"તમે તો અમારા મુરબ્બી જેવા છો. થોડા વખતની મુદત આપો ને હું જરૂર તમારા પૈસા ભરી દઈશ," કરૂપ્પાણુ કરગરી બોલ્યો.

"હું તો હવે એક દા'ડો પણ રાહ નથી જોવાનો. આ તારો બળદ શુક્રવારની બજારમાં મોકલવાનો છું, સમજ્યો !" મતાદાર બોલ્યો.

"ભાઈશા'બ, મને મારી ન નાખો. હું કાંઈ ભીખારી નથી. મને મુદત આપો તો તમારી એક પાઈ પણ ખોટી થવાની નથી." કરૂપ્પાણે દલીલ કરી.

"ના, એમ નહિ બને," મતાદારે કહ્યું.

"હું વ્યાજ આપીશ," કરૂપ્પાણે જવાબ આપ્યો.

"બહાર નીકળ. મૂરખ, વ્યાજની વાત કરે છે ! કાંધીઆ મુસલમાન પાસે જા, ઉછીતા લે અને મારા પૈસા ચૂકવી આપ. નહિ તો આવતી કાલે તારો બળદ પાણીના મૂલે વેચી દઈશ," મતાદાર બોલ્યો.

"કરૂપ્પાણુ, બીજો કાંઈ ઉપાય નથી," મતાદારના મુનીમે કહ્યું. "ખાદીર સાહેબ પાસે જા. તે કાંઈ રસ્તો બતાવશે."

[ ૩ ]

કરૂપ્પાણુ તેના વૃદ્ધ પિતા પાસે ગયો અને મોટા ભાઈને જોઈતા પૈસા આપવા સમજાવવા વિનંતિ કરી. તેનો ભાઈ તો તેને મદદ કરવા રાજી હતો પણ તેની સ્ત્રી તેને મદદ કરવા દે એમ નહોતું.

તેણે કહ્યું: " તમે જે પૈસા આપ્યા તો તે ગયા જ સમજજો. તેને કાન્તુ સાહેબ પાસે મોકલોને ? અત્યારે આપણે ભીડમાં છીએ. કોને ખબર કે આણુ સાલ વરસાદ સારો જ થશે ? પોર આ વખતે આપણે ભીડમાં આવી પડીએ ત્યારે આપણને કોણ મદદ કરવા આવવાનું છે જે ? "

છેવટે કરૂપ્પાણુ ખાદીરખાન પાસે ગયો. ગામનાં દરેક ઘરની, મતાદારની સુદ્ધાં, પૈસા સંબંધી સારી નરસી સ્થિતિ ઉપર બારીક ધ્યાન આપવાની તેને ટેવ હતી.

તેણે કહ્યું: " તને ખબર નથી. મતાદાર પણ હમણાં ભીડમાં છે. તેણે પણ મારી પાસે પૈસા માગ્યા હતા. "

" મોટા માણસની ભીડ તો ગમે તેમ ભાંગે. પણ મારો બળદ જો લઇ જાય અને વેચી નાખે તો પછી મારૂં શું થાય ? મને અત્યારે તો મદદ કરો, " કરૂપ્પાણે કહ્યું.

" પણ ભાઈ, હું તને પૈસા તે ક્યાંથી લાવીને આપું ? મારૂં રોકડ તો બધું મતાદારને આપવાનું મેં વચન આપ્યું છે, " ખાદીરખાને કહ્યું.

" પણ મારે હમણાં ચાલે એમ નથી. ગરીબ સામે તમારે જરા જોવું જોઇએ. એમાં મતાદારની વાત ક્યાં લાવો છો ! "

ઘણું ઘણું કહ્યા અને કરગર્યા પછી તે કબુલ થયો. કરૂપ્પાણને રૂપિયા પિસ્તાલીસ આપ્યા અને રૂપિયા સાઠનું ખાતું પડાવી લીધું. આ રૂપિયા દર મહિને પાંચ-પાંચને હપ્તે બાર મહિનામાં પૂરા કરવાના હતા. આનું વ્યાજ આપવાનું નહોતું, પણ જે મહિને પાંચ રૂપિઆ ન ભરાય તે મહિને એક રૂપિયો ગુન્હેગારીનો ભરવાનો ઠરાવ્યો.

" કરૂપ્પાણ, તારા વિશ્વાસે છું હો. મહેનત કર પૈસા કમા અને નયમિત હપ્તો ભર. દારૂ છોડી દે. તું ભલો માણસ છે.

તારે બાયડી છે, છોકરું છે ને હજી વસ્તારી થઇશ. દારૂ પીશ તો પાયમાલ થઇશ. "

" ખરી વાત છે, શેઠ હવે તે ગોઝારી ચીજને કદી નહિ અડું. મને તો શીખવાનું મળ્યું. તમે મને અણીને વખતે મદદ કરી છે તે તમારો પાડ નહિ ભૂલું. "

કરૂપ્પાણુ મતાદારનું લેણું ચૂકવી બળદ છોડાવી લાવ્યો. બાકીના પસા તેણે પાર્વતીને આપી દીધા.

પૈસા આપતાં આપતાં તેણે કહ્યું: " આમ જો, ફરી તાડી ન પીવાના મેં સોગન ખાધા છે. પાસે પૈસા પણ રાખવા નથી. લે, એનું તારે કરવું હોય તે કર. હવેથી જે પૈસા આવશે તે તને જ આપી દઇશ.

પાર્વતી તો ખુશ થઈ ગઇ. સુખના દિવસો આવતા હોય એમ તેને લાગ્યું. તે ઉલ્લાસભરી, આનંદથી હરખાતી પોતાને કામે ઉપડી ગઈ.

[ ૪ ]

હવે ખેતરમાં કાંઈ કામ રહ્યું ન હતું. પાર્વતીએ વિચાર્યું : " મારે કંઇ કામ મેળવવું જ જોઇએ. એને માથે દેવું છે ત્યારે તો મારે કાંઇક મદદ કરવી જ જોઈએ. " ઘરડો ખાદીરખાન તેના ઘરમાં, એક નવો ઓરડો વધારતો હતો એટલે તેને ત્યાં કડિયા મજૂરનું પુષ્કળ કામ હતું. ત્યાં કામ કરતી ત્રણ ચાર મજૂરણો સાથે તે કામે જોડાઇ.

તે સવારે વહેલી ઉઠતી, સાફસુફ કરતી, ભેંસ દહોતી, છાશ તાણતી અને દહીં ઘી વેચવા ગામમાં નીકળી પડતી. પોતાને ઝાઝી ખોટી ન કરવા તેણે દરેક ઘરાકને કહી મૂકયું હતું અને તેઓ તેને ઝાઝી રોકતા નહિ. ઘેર આવી, તે ખાઇ લેતી, છોકરાને

ધવરાવતી અને પછી તેની જેઠાણીને સોંપી ખાદીરખાનને ત્યાં કામે ચાલી જતી. બપોરે તે પાછી ઘેર આવતી અને થોડો સમય મળતો તેમાં ટાઢી ઘેંસ પી લેતી અને છોકરાને ધવરાવતી. દિ' આથમે તે કામથી છુટી થતી અને ઘેર આવી સાંજનું ઘરકામ આટોપતી. આ બધું તે ઉમંગથી કરતી, કામ સખત તો હતું પણ રોજના ચાર આના મળતા. તેની ચાલુ સ્થિતિમાં આ રકમ ઘણી હતી.

'મારો ધણી હવ તો સુધરી ગયો' એ આશાથી પાર્વતી હરખાતી હતી. દારૂની દુકાને ન જવાનું વચન કરૂપ્પાણે બે મહિના સુધી પાળ્યું પણ, પછી તે પાછો બગડયો. બચતના પૈસા પાછા ઉડી જવા લાગ્યા અને ભાડાની કમાણીના પૈસા પાર્વતીને મળતા તે પણ બંધ થયા. તે બહારગામ જતો, બે ત્રણ દિવસે પાછો આવતો અને સાથે બળદને માટે થોડો દાણોપાણી કે ઘાસચારો લાવતો. બાકીના પૈસા માટે તે કાંઇને કાંઈ જુઠાં બહાનાં કાઢતો. થોડો વખત પછી તો આ બહાનાંયે બંધ થયાં, પાર્વતીએ પણ પૂછવાનું છોડી દીધું. પણ તેણે ઘર આગળ અને મજૂરીએ સખત કામ કરવું ચાલુ જ રાખ્યું.

એક વખત ખાદીરખાન આવ્યો, હપ્તાના પૈસાની તાકીદથી ઉઘરાણી કરી અને જરા ચકમક ઝરી પણ ખરી. કડિયા–મીસ્ત્રી સાથે કામ કરતી હોવાથી તે ગાળોથી તો ટેવાઈ ગઈ હતી પણ તેની જિંદગીમાં, આ પહેલી જ વખતે, ન સાંભળ્યા હોય એવા અપમાનજનક શબ્દો તેને સાંભળવા પડયા. તે ઘરમાં ગઈ અને પૈસા લાવીને ઉઘરાણી કરનાર તરફ ફેંક્યા. કરૂપ્પાણ વખતોવખત એની પાસેથી પૈસા ઉપાડી જતો છતાં આટલા પૈસા તેણે બચાવી રાખ્યા હતા.

આખો દિવસ પાર્વતીએ રડયા કર્યું. બીજે દિવસે તેને શરીર ઠીક ન હતું છતાં હમેશ મુજબ તે કામે ગઇ. પણ ઉઘરાણી કરનાર

જે ભયંકર શબ્દો બોલ્યો હતો તે કેમ કર્યા વિસરાતા નહોતા. તે પહેલાંના જેવી બહાદુર ઉલ્લાસભરી સ્ત્રી નહોતી રહી. કડિયા સાથે કામ કરતાં પુરૂષોના કઠોર અવાજથી તે કંપતી. નવાઈ જેવું લાગશે પણ જ્યારે તેનું મન નિડર અને સ્વસ્થ હતું ત્યારે પુરૂષોની વિષયી આંખો અગર ધ્યાન ખેંચાતું નહિ તેટલું હવે તેની ગભરામણમાં તેના તરફ ખેંચાવા માંડયું, ખાદીરખાનનો દિકરો ચાલુ કામ ઉપર દેખરેખ રાખતો હતો. તેની નજર અને તેના શબ્દોથી તે ઘણી ગભરાઈ જતી.

પાર્વતીએ જ્યારથી આ કડિયાકામે જવા માંડયું ત્યારથી તેના બાળકની બરાબર સંભાળ લેવાતી ન હતી. તે બાપડું માંદુ પડયું અને એક દિવસ તો શરદી અને ઉધરસ સાથે તેને ખૂબ તાવ આવ્યો. અડવાડિયાની પીડા અને વેદના ભોગવી તે બિચારૂં મરી ગયું.

કરૂપ્પાણ સ્ત્રીની માફક રડયો. તેના વૃદ્ધ બાપે તેને સાન્ત્વન આપતાં કહ્યું. "બેટા, રડ મા. જેણે આપ્યું તેણે લઇ લીધું."

"કાકા, ઇશ્વરે મારા ઉપર આટલું દુઃખ શાને મોકલ્યું ! મેં તો કોઇનું કાંઇ બગાડયું યે નથી," પાર્વતીએ કરૂણ રૂદન કરતાં કહ્યું.

"બેટા, ગાંડી ન થા. રડ મા, હજી તો તું જુવાન છે. કાલે સવારે ભગવાન બીજાં છોકરાં આપશે. કુંભારનાં ઘડયાં હોય એટલાં બધાં કાંઈ પાકે નહિ. એમાં શોક કર્યે શું કામ આવે !" ડોસાએ આશ્વાસન આપ્યું.

"કાકા, હવે મારે બીજાં છોકરાં નથી જોઇતાં. હું મારા સુખદુઃખથી ધરાઇ ગઈ છું. હવે તો ભગવાન મોત આપે તો સારૂં."

વૃદ્ધ ડોસા હસી પડયા અને કહ્યું: "તારા ધણીને કહે કે તે હવે પીઠામાં ન જાય અને પૈસો બગાડે નહિ. આટલું કરશો તો આ દુઃખ ભૂલી જશો. છોકરાંયે થશે અને સુખી થશો."

"બાપા, હવે હું તે ઝેરને કદીયે નહિ અડકું. એમ કરૂં તો મારા જીવના સમ." કરૂપ્પાણે સોગંદ ખાધા.

બિચારી પાર્વતીના દુઃખનો હજીયે પાર નો'તો આવ્યો. કરૂપ્પાણુના સોગંદ તો બીજા જ શુક્રવારે તે રામપુરમના પીઠા આગળથી નીકળ્યો ત્યારે જ ભૂલાઇ ગયા. ઘણો વખત થયાં તેણે તાડી છોડી મહુડાનો રસ લેવા માંડયો હતો. એક વખતે તે રૂની ગાંસડી લઈને તિરૂપુર ગયો હતો. ત્યાંથી પાછા વળતાં બીજા ગાડીવાળા સાથે તે પીઠા આગળ અટક્યો અને પોતાના સાથીઓને બૂમ પાડીને કહ્યું: "એલા ઓ! ચાલો કોને આવવું છે? હું તો તેને અડકવાનો નથી. મને તેની પરવા નથી."

"તારે તેની પરવા નથી તો પૈસા ગાંઠે બાંધીને ચાલતો થા. બીજાઓ આગળ ડંફાશ શા સારૂં મારે છે?" કુદકો મારી નીચે ઉતરી પીઠામાં પેસતાં એક ગાડાવાળાએ કહ્યું.

કરૂપ્પાણુ થોડો વખત તો થોભ્યો પણ પછી અંદર ગયો. "બસ, આ છેલ્લીજ વખત" એમ કહેતોકને તે દાખલ થયો.

બીજા શુક્રવારે પણ આમજ બન્યું. "બે ઘડી માંડ નચિંત થવાનું બને તો શા માટે જતું કરવું?" તેણે તેના સાથીને કહ્યું.

"જહાન્નમમાં જા. આપણે કમાયા છીએ અને આપણે ખરચવાના છીએ. આપણને કોણ ના પાડનાર છે?" બીજાએ કહ્યું.

એટલે ત્રીજાએ ટાપસી પૂરી: "ખરૂં છે. આ જગત તો નાશવંત છે. કાલ કોણે દીઠી છે? લક્ષ્મી કોની થઇ છે કે આપણી થશે? એ નથી તારી કે મારી."

ચોથો ધીમેથી બોલ્યો: "અરે ના રે! એ તો પીઠાવાળાની છે" અને બધા હસ્યા.

"મૂર્ખાઓ! એક જણ બરાડી ઉઠયો: "તમે તો મોટા પંડિત જેવી વાતો કરો છો. આ દારૂ કેવો બધું બાળીને ભસ્મ કરતો અંદર જાય છે!"

" મુઆ આ રૂના વેપારી ! " કરૂપ્પાણે કહ્યું. " એ લુચ્ચાઓ આપણને ભાડામાં છેતરે છે હોં ? "

આમને આમ અંધારૂં થતાં સુધી ચાલ્યા કર્યું. અને પછી તેઓ ગાડે પાછા ગયા.

ખાદીરખાનને ઉઘરાણીએ આવવાનો હવે વખત થયો હતો. તે આવે તે પહેલાં તેને ઘેર જઇ પૈસા આપી આવવા પાર્વતી તેને સમજાવતી હતી.

" મરશે ! તેને અહીં આવવા તો દે. અહીં આવીને કાંઇ એલ-ફેલ બોલશે તો તેનું માથુંજ ભાંગી નાંખીશ. " કરૂપ્પાણે કહ્યું.

પણ મુસલમાન ઘણા દિવસ સુધી આવ્યોજ નહિ. કદાચ તે બીજાં કામોમાં રોકાયો હશે, અને કરૂપ્પાણ આ વાત તરતજ ભૂલી ગયો.

એક દિવસ સવારે ખરીદખાનનો દીકરો ઇસ્માઇલ આવ્યો. તેણે તો પૈસા માગવાને બદલે લાલ મરીના થોડા કોથળા રામપુરમ લઈ જવા કરૂપ્પાણને કહ્યું.

" મારે તો કોમારા કૌંદનનું ઘાસ ભરી જવાનું છે. એક અઠ-વાડિયાથી મેં બોલી કરી છે. "

" તેનું કાંઈ નહિ, કરૂપ્પા. તેનું ઘાસ બે દિવસ રહીને જશે. મારા કોથળા તો તારે લઇ જ જવા પડશે. આજે જો તે નહિ જાય, તો અમારા સોદામાં અમને ખોટ જાય એમ છે. "

તે હમાના પૈસા માગવાનું તો ભૂલી જ ગયો એ ખ્યાલથી ઘણું સમજાવ્યા પછી તે જવા કબુલ થયો.

સાંજરે, કરૂપ્પાણ હજી આવ્યો નહતો અને પાર્વતી એકલી ઘરમાં રાંધતી હતી ત્યારે ઇસ્માઇલખાન ફરી આવ્યો.

" કેમ કરૂપ્પાણ આવ્યો ? " બહાર રહ્યા રહ્યા તેણે પૂછ્યું.

"ના, હજી નથી આવ્યા." પાર્વતીએ જવાબ આપ્યો.

"હં...હં...અત્યારમાં ક્યાંથી આવે ? અને વળી રસ્તામાં પીઠું છે." ઘરમાં દાખલ થતાં થતાં ઇસ્માઇલ બોલ્યો.

"હં, અમારૂં બૈરાનું સત્યાનાશ વાળવા ત્યાં પીઠું છે જ સ્તો," પાર્વતીએ જવાબ આપ્યો.

ઇસ્માઇલ વગર કહ્યે ત્યાં બેઠો, અને કરૂપ્પાણુ પાછો આવે તેની રાહ જોતો તે બેઠો છે એમ ધારી પાર્વતીએ કામ કર્યાં કર્યું. ઇસ્માઇલે વાતચીતની શરૂ કરી.

"સાચું કહેજે, આ તારા ધણીથી તું કાંઈ ગઈ નથી ?"

"જેની સાથે પાનાં પડયાં તેનાથી કંટાળ્યે કેમ પાલવે ?" તેના સામું ફરીને જોયા સિવાય કામ કરતાં કરતાં તેણે જવાબ આપ્યો.

"હાસ્તો. ધણી એટલે ધણી. એને કાંઈ છોડયો છોડાય છે !" ઇસ્માઇલે તેને તેની અડચણો પૂછવા માંડી અને વાતવાતમાં ઇધિરઉધરની ઘણી યે વાતો કરી. થોડા વખત પછી કરૂપ્પાણુની રાહ જોયા સિવાય તે ચાલ્યો ગયો.

બીજા દિવસે પણ ઇસ્માઇલ આવ્યો. કરૂપ્પાણુને ટાંપે મોકલ્યો. અને બપોરે લટાર મારતો પાછો આવી ચડયો. તેની સાથે તે થોડી મીઠાઇ લાવ્યો હતો. "મારે તો એ મફતમાં જ આવી છે," એમ કહીને પાર્વતીને તે પરાણે આપી.

"હું તને જોઉં છું ત્યારે મને જાણે ખૂબ આનંદ થાય છે," તે બોલ્યો.

"ભગવાન જાણે આ વળી શું થવા બેઠું છે!" પાર્વતી મનમાં બોલી.

"હું આવું છું ત્યારે તું ધ્રુજે છે શા માટે ? શું તું એમ માને છે કે હું પેલા પૈસા માટે તને હેરાન કરીશ ? તું જો મારી સાથે

માત્ર વાતચીત કરશે તો મને એ પૈસાની જરાયે પરવા નથી." ઇસ્માઇલે કહ્યું.

આ વાતને લંબાવવાની કાંઈ જરૂર છે? ઘણા દિવસ તો પાર્વતીએ સેતાન સામે ટક્કર ઝીલી પણ આખરે તે પડી. ગરીબી અને લાચારીને લીધે સ્ત્રી અંતે ક્રૂર, વિષયી માણસની જાળમાં ફસાય છે.

[ ૬ ]

કિરમ્બુરની તાડીની દુકાન છે. અંત્યજોને દારૂ આપવાના બાકોરા આગળ અંત્યજોનું એક ટોળું ઘોંઘાટ કરતું હતું. અંદરનો ભાગ અતિશય ગંદો હતો. કચરો અને માખીઓ અને વાસી તાડીની દુર્ગંધથી જાણે એ નરક થઈ ગયું હતું. ત્યાં દારૂડિયાનાં કેટલાંયે ટોળાં અંદર બાઝતાં હતાં.

"સુવર! ફરી જો બોલ્યો તો તો તારા દાંત જ પાડી નાંખીશ," કરૂપ્પાણે કહ્યું.

"દાંત પાડી નાંખવાવાળો નહિ દીઠો હોય તો. એની હીંમત તો જુઓ? બાયડીને તો વશ રાખી શકતો નથી!"

ધડ દઇને કરૂપ્પાણે એના મોં ઉપર પ્યાલાનો ઘા કર્યો અને તેના નાકેથી લોહી વહેવા માંડયું.

"મૂર્ખાઓ! બૈરાં તો એવાંજ હોય. બૈરાંની તકરારમાં આવી મઝાની તાડી કાં ઢોળી નાંખો છો?" બીજાએ મોટેથી કહ્યું.

"અરે! રામન મરી ગયો," ચોથાએ ઉઠતાં અને કરૂપ્પાણ સાથે લડતા માણસના નાકે અને મોંએ લાગેલું લોહી લૂછી નાંખતાં કહ્યું. તેને સહેજ ઇજા થયેલી હતી. તે ઊઠીને ઊભો થયો અને પાસે પડેલી ઈંટ કરૂપ્પાણ તરફ જોરથી ફેંકી. ડોકું નીચું નમાવી દઈ કરૂપ્પાણે ઘા ચૂકાવ્યો.

કલાલે તેની જગ્યાએ રહીને બૂમ પાડી કે દુકાનની અંદર મારામારી ન કરો.

કરૂપ્પાણ ત્યાંથી ભાગ્યો. તેનો દુશ્મન તેની પાછળ દોડ્યો પણ બારણામાં જ ઠોકર વાગતાં તે ધબ દઈને પડ્યો. કરૂપ્પાણ તેના ગાડા આગળ ગયો અને મોટેથી ગાળો ભાંડતાં ભાંડતાં ગાડું હાંકી મૂક્યું.

હંમેશ કરતાં વહેલો તે ઘેર આવી પહોંચ્યો અને જોયું તો બારણાં અંદરથી બંધ!

"એ અલી! બારણાં અંદરથી બંધ કરીને કરે છે શું? આ હું ક્યારનો ઉભો છું ને? ચાલ, ઉઘાડ બારણાં અને બળદને પાવા લઈ જા." કરૂપ્પાણે બહારથી બૂમ પાડી.

અંદર પગનું હલનચલન થઈ રહ્યું, થોડો વિલંબ પણ થયો અને કરૂપ્પાણે બહાર બૂમ પાડ્યા જ કરી.

બારણું ઉઘાડી પાર્વતી બહાર આવી. કરૂપ્પાણ સામે ઉભા રહીને તેણે કહ્યું: "જરા આવોને, આ ભેંસ તો જુઓ? કોણ જાણે શું થયું છે? આખો દિવસ, બસ લાતો જ મારે છે અને દોહવા દેતી નથી," પાર્વતીએ ઘરના પાછળના વાડામાં તેને લઈ જવા યત્ન કર્યો.

"મુઈ તારી ભેંસ! ક્યારનો તરસ્યો છું. પાણી આપ" એમ કહી તે ઘરમાં ગયો.

ઇસ્માઇલ અંદર હતો તે દિવાલ આગળથી બહાર છટકવાનો યત્ન કરતો હતો.

"આ તરકડાને ઘરમાં કેમ ઘાલ્યો છે? રાંડ, કુલટા!" કરૂપ્પાણે રાડ પાડીને કહ્યું.

પાસેજ એક કોદાળી પડી હતી તે લઇ તેણે તેની સ્ત્રી તરફ ફેંકી. પછી બાજુએ પડેલું ધારિયું ઊંચું ઉગામીને નાસતા ઇસ્માઇલ ઉપર જોરથી માર્યું. તે નીચે પડ્યો અને પુષ્કળ લોહી

નીકળવા લાગ્યું. પછી તે તેના ભાઈની ઝુંપડી તરફ દોડી જતી પાર્વતી પાછળ દોડયો. તે પાછળ તો પડયો, પણ આ અવાજ સાંભળી દોડી આવેલા પાડોશીઓને જોઇ તે ખંચાયો. તેણે પડેલા ઇસ્માઇલ તરફ પાછું ફરીને જોયું અને તેને હાલતો જોઈને, બૂમો પાડતો, તેને પૂરો કરવા ધસ્યો. ભેગા થઈ ગયેલા લોકોએ તેને ઝાલી રાખ્યો.

[ ૭ ]

રામપુરમની પોલિસ ચોકી છે. કરૂપ્પાણ અને પાર્વતીને જુદી જુદી ઓરડીમાં રાખ્યાં છે. બધા સિપાઇઓ પાર્વતીની ઓરડી આગળ કાંઈ કાંઇ બહાને આંટા મારતા અને તેના તરફ સ્મિત કરવાનો યત્ન કરતા. જેને જેને તેની સાથે વાત કરવાની તક મળતી તે મીઠાશથી વાત કરતો પણ પાર્વતી તો અકલ્પ્ય મુઝવણ અને ચિંતામાં ગરકાવ હતી. પહેલીજ વખત પકડાઇને પાંજરામાં પૂરાયેલાં જંગલી પશુની લાગણીનો સાચો ખ્યાલ આવી શકતો હોય, તોજ કાયદા અને પોલિસના પંઝામાં સપડાયેલી એક ખેડૂત સ્ત્રીના સંકટનું યથાર્થ ભાન થાય.

“ તમે સાચેસાચી વાત કબુલ કરી લો તેમાં તેમને ફાયદો છે, ” ફોજદારે કહ્યું. “ પછી શું કરવું તે અમે જોઇ લઇશું. ”

“ પણ સંતાડવાનું છે શું ? ” કરૂપ્પાણે કહ્યું. “ હું કાંઈ જાણતો જ નથી. હું તો કુરૂમાન્કુરથી શુક્રવારે પાછો ફર્યો. ”

“ ભલા માણસ ! તેમાં કાંઇ નહિં વળે. તારી વહુએ બધી વાત કહી દીધી છે. ”

“ રાંડ ! કુલટા ! આ બધાનું મૂળ તો એ છે ! ”

“ હા, ખરેખર, બૈરાં જ ઝઘડાનું મૂળ હોય છે. હવે બધું કહી દે. બીશ નહિ. ”

“ મારે શું કહેવાનું છે ? તમે કહો છો ને કે એણે બધું કહી દીધું છે. ”

"હા, હા, પણ તારેય કહેવું જોઇએ. નહિ તો સાત વરસ સમજી લેજે, હરામખોર!"

"સાત વરસ તો સાત વરસ! હું કાંઈ નથી કહેવાનો."

એટલે પોલિસનાયક બોલ્યો: "તમે આમ નરમ નરમ શબ્દો બોલો ત્યાં સુધી આ વેલાલાની જાત આમ જ કહેવાની. એ તો આ–(કબુલાત કઢાવવાના ઉપાયનો ન કહી શકાય એવો ઉલ્લેખ કર્યો) કરશો એટલે ઠેકાણે આવશે.

"સાચું" ફોઝદારે કહ્યું. "તમે એની લંબાણપૂર્વકની તપાસ પાછળથી કરજો." તપાસ, શબ્દ એ ખાસ સૂચક રીતે બોલ્યો.

તેઓ પાર્વતીને પણ પુછી પુછીને પજવતા હતા.

"બાઈ,!" પોલિસનાયક બોલ્યો. "તું નિર્દોષ દેખાય છે. બાદીરખાન અને તેનો દીકરો તારે ત્યાં ગુરૂવારે સાંજે આવ્યા હતા. નહિ?"

"બાપ દીકરો? ના." તેણે જવાબ આપ્યો.

"હાં, ઇસ્માઇલ એકલો આવ્યો હતો!" પાસે ઊભેલા સિપાઇઓને આંખની સંજ્ઞા કરતાં નાયકે પુછ્યું.

"સાહેબ, એમ પુછો નહિ. મારે ત્યાં મુસલમાન શા સારૂ આવે? ભૈરાં માણસને આવી બેશરમ વાત પુછો નહિ. મને ઘેર જવા દો. મારા કાકા અને સાસુ ત્યાં છે. તમે તેમને પુછીને જાણી લ્યો."

"ઘેરે તો રહેતે રહેતે જવાશે. હજી તો વાર છે, સમજી? તું સાચુ નહિ કહે ત્યાં સુધી નહિ જવાય."

"અરે ભગવાન!" પાર્વતી બોલી ઉઠી.

"આમ નરમ સવાલોથી તે નહિ બોલે," નાયક બોલ્યો.

"તે ચકોર છે. કંઇક બેવકુફોને એણે પાયમાલ કર્યા હશે."

"અરે સાહેબ, તમને પણ વહુ દીકરીઓ છે. દયા રાખો," પાર્વતીએ કહ્યું.

"સળિયા ભેના કરી લાવો," નાયકે હુકમ કર્યો.

"ઓ સ્વામી, મારા ધણીને પૂછો. તે તમને બધું કહેશે. મારા જેવી અભાગણીને નાહકના શાને દુઃખ દો છો!"

"હં, તારા ધણીને પણ પૂછીશું. અમે તેને પૂછ્યું છે અને તેણે બધું કહી પણ દીધું છે. એ તો તું જ સંતાડે છે," ફોઝદારે કહ્યું.

"તેણે તેમને કહ્યું છે?" પાર્વતીએ દુઃખથી પૂછ્યું.

"હા, અને આ બધાંનું કારણ તું છે એમ એણે તો કહ્યું છે."

"અરે ભગવાન!" હાથ ઘસતાં પાર્વતી બોલી અને જમીન પર ચત્તી પડી ગઈ.

"રડવાથી કાંઈ વળવાનું નથી," પોલિસનાયકે કહ્યું.

"આ બધાથી કાંઇ અમે છેતરાઈ જવાના નથી. તું તો બરાબર પાવરધી થયેલી લાગે છે. કેટલાક મૂર્ખાનું સત્યાનાશ વાળ્યું છે?"

"અરે ભગવાન! એવી વાત ન કરો, મારા ભાઇ, તે આવ્યો અને તેના હપ્તાની ઉઘરાણી કરી."

"હં. હવે રસ્તે આવી. સાહેબ, મેં નો'તું કહ્યું" પોલિસ નાયક ફોઝદાર તરફ ફરીને બોલ્યો.

"માત્ર તું જો સાચું બોલશે તો તને છોડી મૂકીશું. બૈરાંને કોણ જેલમાં પુરવાનું હતું? તારો ધણી થોડામાં છૂટી જશે. અમે એટલું કરશું."

"આજ મને ઘેર જવાદો. કાલે બધું કહીશ."

"સારૂં." ફોજદારે કહ્યું. "એ કહેશે એમ લાગે છે."

"એકવાર ઘેર ગઈ પછી સાચું નહિ કહે," નાયકે કહ્યું.

"પણ આપણે એને રાત્રે થાણામાં નહિ રાખી શકીએ. આપણે એને કેદ નથી કરી." ફોજદારે એકબાજુ જોઇને કહ્યું.

"ઠીક, સાહેબ! આપણે એને રાતે બંદોબસ્તથી ઘેર પહોંચાડવી પડશે, અને કાલે સવારે પાછી અહીં હાજર કરવી પડશે."

[ ૮ ]

કરૂપ્પાણુના પિતાએ તેના મોટા દીકરાને વકીલ કરવા સમજાવ્યા. ખર્ચને પહોંચી વળવા તેમણે તેનું ગાડું વેચી દીધું અને તે પૈસા ખર્ચાઇ ગયા ત્યારે પાસેના ગામના તેમના એક સગાને ત્યાં ભેંસ ગીરો મૂકી બીજા પૈસા ઉપાડયા. આ બધા દુઃખના મૂળ તરીકે બધા પાર્વતી પર શાપ વરસાવતા હતા.

ગુન્હાને દિવસે કરૂપ્પાણુ ઘેર ન હોતો પણ કુરૂમાંદુર હતો. એની જુબાની લેવરાવ્યા પછી તેના વકીલે કુરૂપ્પાણુના બચાવમાં, તેના સર્વ સંબંધીઓને સંતોષ થાય એમ, ત્રણ કલાક સુધી મેજીસ્ટ્રેટ આગળ ભાષણ કર્યું.

ખાદીરખાને કસમ ખાઇને જણાવ્યું કે, એ અને એનો દીકરો કરૂપ્પાણુને ઘેર ગયા હતા, અમે પૈસાની ઉઘરાણી કરી હતી. આથી કરૂપ્પાણુ ગુસ્સામાં આવીને એલફેલ ગાળો દેવા મંડયો મેં તેને સમજાવ્યો અને પૈસા ચૂકાવી દેવા કહ્યું એટલે કરૂપ્પાણે ધારિયું લઇ મારા ઉપર હુમલો કર્યો. હું તો મુશ્કેલીએ બચી ગયો પણ આ મારો દીકરો વચ્ચે પડયો તેને સખત વાગ્યું અને નસીબના જોરે એ બચી ગયો. નહિ તો ત્યાં જ પૂરો થઈ જાત. ઘા માથા ઉપર ન પડયો પણ જમણો કાન વાઢીને ચાલ્યો ગયો.

કોર્ટમાં પાર્વતીની જુબાની લેવાઇ, તેણે તો બધામાં નકાર ભણ્યો. વકીલે તેને નકાર ભણવાની સલાહ આપી હતી તેણે કહ્યું કે અગાઉ મેં જે પોલિસ આગળ જુબાની આપેલી તે મારની બીકે આપેલી હતી. મેજીસ્ટ્રેટે કેસ સેશન્સકમિટ કર્યો.

હવે બળદો પણ વેચી નાખવામાં આવ્યા, સેશન્સ માટે વકીલ કરવામાં આવ્યો. કેસની રાહ જોતી પાર્વતી તેને પિયેર ભાઇને ત્યાં ગઈ.

પાર્વતીનો ભાઈ ગરીબ હતો અને મહામુશ્કેલીએ પોતાનું પૂરૂં કરતો. તેની સ્ત્રી નલાઈ પાર્વતી તરફ સખ્તાઇથી વર્તતી. પાર્વતી જ્યારે તેના આંગણામાં રડતી કકળતી આવી અને તેના ભાઈ સાથે વાત કરતી હતી ત્યારે નલાઇએ કહ્યું : “ ઉખડેલ બૈરાં માટે આ ઘર નથી. અમે તો ભોળાં ભલાં ગરીબ માણસ છીએ. ” બારણાં વાસી તે તો ખેતરે ચાલી ગઈ.

“ બેન, કોઢમાં જા, છાણ લઇ લે અને ખેતરે લઈ જા, ” ભાઇએ કહ્યું.

પાર્વતી બને તેટલી ઉપયોગમાં આવવા યત્ન કરતી હતી અને સખત મહેનત કરી ખાવા જેટલું કમાતી, પણ તેની ભાભી નિર્દય હતી. તે તેનું ફાવે તેમ અપમાન કરતી અને તેને કનડતી. પાર્વતીએ આ બધું મૂગે મોંએ સહન કરી લીધું.

એક દિવસ ફરીથી સિપાઈ આવ્યો અને કેસ ચાલવાનો હોવાથી પાર્વતીને પોતાના સાથે વડી કોર્ટે આવવા જણાવ્યું. પાર્વતીને આ પણ રાહત જેવું લાગ્યું. આ મોટા થોભિયાવાળો મુસલમાન પોલિસ દયાળુ હતો. તે તેનું અપમાન કરતો ન હતો પણ બાપની જેમ બોલતો હતો.

તેણે રસ્તે ચાલતાં ચાલતાં પાર્વતીને કહ્યું: “ જે બન્યું હોય

તે સાચેસાચું કહી દેજે. એ બિચારા પર જજ સાહેબ કદાચ દયા કરે."

"મારાથી એવી શરમની વાત કેમ કરીને કહેવાય?" પાર્વતીએ કહ્યું.

"એમાં શરમાવવાનું શાનું? એવાં કામ તો ઘણાં યે કરે છે. માણસ છે, કોઇ વાર ભૂલ પણ થઇ જાય, ખુદા આપણને સંભાળે છે; પણ કોક વાર તે આપણને ખરાબ પણ થવા દે છે. એ તો તેની મરજીની વાત છે."

"તમે મને બધી વાત કહી દેવા સલાહ આપો છો?" પાર્વતીએ ફરીથી પુછ્યું. "તો તો મને ન્યાતબહાર મૂકશે. મારો ધણી મને પાછો સંઘરશે નહિ. પછી હું શું કરીશ!"

"જો નહિ કહે, તો તારા ધણીને ૭ વરસની જેલ મળશે. અને તું સાચું બોલશે તો ૭ માસમાં પણ છૂટી જાય. આવું જ પહેલાં એક વાર બન્યું હતું. તું હમણાં તેને મદદ કરશે તો તે તારો અહેશાન માનશે. ન્યાતમાં રહેવા માટે તો કાંઈ વિધિ કરી લેવી. ગમે તેમ, સાચું કહી દેવું એજ સહીસલામત રસ્તો છે."

પાર્વતી કાંઇ બોલી નહિ. સાચું બોલવું એમ તેને મનમાં થયું, પણ તરતજ બીકમાં અને ગભરામણમાં તે વિચાર દબાઇ ગયો.

ઇરોડથી તેઓ ગાડીમાં બેઠા. પાર્વતીની આ પહેલી જ રેલ-મુસાફરી હતી. સ્ટેશન ઉપરનાં માણસોનાં ટોળેટોળાં અને ગાડીની હેરત પમાડે એવી ગતિ એ જાણે તેના જીવનની કરૂણતામાં વધારો કરતાં હતાં. ગાડી જરા વધુ ગતિમાં આવી કે તરત જ એક જુવાન ખૂબસુરત છોકરો કયાંકથી ડબામાં આવ્યો અને ગાવા મંડયો. તે આંધળો હતો. તેની પાસે ગાવામાં મદદ કરતો બીજો એક ચીંથરેહાલ છોકરો ઉભો હતો.

"હરામખોરો! અત્યાર સુધી ક્યાં સંતાઇ રહ્યા હતા?" સિપાઈએ કહ્યું. ગાયન બંધ કર્યા સિવાય તેઓ હસતા હતા. તેઓ મધુર રીતે ગાતા હતા, કુશળ ગવૈયા કરતાંએ સુંદર. આ ભીખારીના છોકરા ક્યાં અને કેવી રીતે ગાતાં શીખે છે એ એક ભેદી કોયડો છે. ગાયન પૂરું થતાં આંધળા છોકરાએ હાથ લંબાવ્યો અને તેનો સાથી તેને દોરી ગયો. ડબામાંના દરેક માણસે, જાણે એ એક રીતસર કર હોય તેમ એક એક પૈસો આપ્યો. પાર્વતીએ પણ લુગડાની કોરની ગાંઠ છોડી પૈસો આપ્યો. આખો દીવસ એ ગાયણના ભણકારા એના કાનમાં વાગ્યા કર્યા. ગાયન અલૌકિક હતું. અને તેને આખું સમજાયું પણ નહોતું, પણ તેની એક કડી, પેલા આંધળા છોકરા અને તેના સાથીના સૂરમાં, તેના મગજમાં ફરી ફરીને આવ્યા કરતીઃ

સમાજની ચોરીછુપીથી આ મેં કેવું પાપ કર્યું?
મારા બંધુઓ મારો સત્કાર કરશે?
મારી મા મારો તિરસ્કાર કરશે?

સાલેમમાં પાર્વતી માટે હલકી વીસીમાં ખાવાનો બંદોબસ્ત કર્યો. પોલીસ તેને ત્યાં લઈ ગયો અને તેને માટે 'અર્ધા ભાણા' નો હુકમ આપ્યો. વીસીવાળી બાઇએ પાર્વતીને શા માટે સાલેમ આવી હતી તે પૂછ્યું. "તેમણે મને કોર્ટમાં પકડી આણી છે," એમ તેણે જવાબ આપ્યો. એટલે ત્યાં ખુબ માણસો ભેગાં મળ્યાં અને ત્યાં મોટું ટોળું એકઠું થઇ ગયું. આ બધી સ્ત્રીઓને ચાના બગિચા માટે સિલોન લઇ જવામાં આવનાર હતી.

આગલે અઠવાડિયે શરૂ થયેલો ખુનનો કેસ હજી ચાલતો હોવાથી તે દિવસે કેસ ન ચાલ્યો. કરૂપ્પાણુનો કેસ ચાલ્યો ત્યારે પણ પાર્વતીને બોલાવી નહિ; કારણકે સરકારી વકીલે તે વિરૂદ્ધ પક્ષની છે એમ જણાવ્યું હતું, એટલે કરૂપ્પાણુના વકીલે કહ્યું કે

પોતે તેને બોલાવવા ઇચ્છતો હતો અને તેથી તેને રોકવા કોર્ટને માગણી કરી. સાંજે કરૂપ્પાણુનો ભાઈ તેને વકીલ પાસે લઈ આવ્યો. રસ્તે મુસલમાન સિપાઈએ તેને જે વાત કહી હતી તે જ વાત વકીલે પણ કહી.

તે તેના ધણીને બચાવવા ઇચ્છતી તો હતી પણ તેનું પાપ કબુલ કરતાં તેને ધ્રુજારી આવતી હતી.

આખરે પાર્વતીએ કહ્યું: "ભગવાન જેમ કહેવડાવશે તેમ કહીશ."

"કુલટા!" કરૂપ્પાણુનો ભાઈ બોલ્યો. "જુઓને, વળી ભગવાનની વાત કરે છે? ખાસડે ને ખાસડે તાલ જ પાડી નાંખવી જોઇએ."

"ત્યારે તમે કહેવરાવશો તેમ કહીશ. એક બાઇ માણસ બીજું શું કરે!" તેણે તેના જેઠને કહ્યું.

વકીલને તો આ જ જોઇતું હતું. તેણે બધાને જતા રહેવા કહ્યું અને કરૂપ્પાણુના ભાઇ સાથે મસલત કરી.

બીજે દિવસે કોર્ટના હૉલ પાસે એક ઝાડની નીચે બીજાઓ સાથે રાહ જોતી ક્યારની યે તે બેઠી હતી. એટલામાં તેનું નામ બોલાયું અને તે સફાળી ઉભી થઈ, તેને પાંજરામાં લઇ ગયા, તેણે આસપાસ જે જોયું તેથી તે હેબતાઈ ગઈ. હૉલના પશ્ચિમના ખુણા તરફ નજર પડતાં જ, તેની આંખ તેની ધણીની સ્થિર દૃષ્ટિ સાથે મળી. તે સળિયા પાછળ જંગલી જાનવરની માફક ઊભો હતો. તેની દાઢી અને વાળ એટલા વધી ગયા હતા કે તે ભાગ્યેજ ઓળખાય. એક ગરીબ ખેડુતને સાચા ખુની જેવા દેખાવા માટે બે મહિનાની જેલ પુરતી છે.

"આ બધું મારે લીધેજ," પાર્વતીને મનમાં વિચાર આવ્યો. તેને અપાર વેદના થવા લાગી. પાંજરામાંના સળિયાના આધારે

તે માંડ માંડ સ્થિર ઊભી રહી શકી. જ્યારે કારકુન અચાનક બોલી ઊઠયો: "સોગંદ ખા" ત્યારે તો તેનું માથું પણ ભમવા માંડયું.

"સોગંદ લ્યો."

"ઇશ્વરને હાજર જાણી જે કહીશ તે સાચું કહીશ; હું તે સાંજે રાંધતી હતી......" પુછવાની રાહ જોયા સિવાય પાર્વતીએ બોલવા માંડયું.

"ઊભી રહે," ગુસ્સાથી કારકુન ફરી બોલી ઊઠયો.

"તે તેનો પાઠ બરાબર ભણી ગઇ લાગે છે," ન્યાયાધીશે સરકારી વકીલ તરફ જોઇને કહ્યું.

"એ કયાં લગી ટકવાનું હતું. ?"

આ જવાબથી ત્યાં ખુબ હસાહસ થઇ રહી. સરકારી વકીલ ખુબ મોટેથી હસ્યો અને બીજા વકીલો પણ જરા ધીમા અવાજે તેમાં ભળ્યા. બચાવ પક્ષનો વકીલ ધીમેથી હસ્યો.

"હું કહું એમ કહે," કારકુને સખ્તાઇથી કહ્યું. પાર્વતીને નવાઇ લાગી કે, તેને તેના વકીલે તથા જેકે જે બોલવાનું કહ્યું હતું તે ન કહેતાં તેને બદલે આ કારકુન જે કહે તે બોલવાનું છે કે શું ? પાર્વતીએ સોગંદ ખાધા અને પછી પ્રશ્નો પૂછવાનું કામ શરૂ થયું. તેઓ તેને વિચિત્ર અને કૃત્રિમ રીતે જે સવાલો પૂછતા તે તેને દર વખતે બરાબર સમજાવતા હતા. તેણે કહ્યું: "ઇસ્માઇલ આવ્યો ત્યારે હું રાંધતી હતી. તેણે ખોટી વાત કરી. હું તેથી ચમકી ગઈ. મેં એનું કહ્યું માન્યું ન હતું. એટલામાં મારો ધણી આવ્યો અને ગુસ્સામાં આવી જઇને તેણે મારા તરફ કોદાળી ફેંકી. હું બીકથી નાસી ગઈ, પછી શું થયું તેની મને ખબર નથી પણ ઇજા થવાથી લોહી નીકળતા માથાવાળા ઇસ્માઇલને દોડી જતાં મેં જોયો હતો." વકીલને ત્યાં આ પ્રમાણેની વાત નક્કી થઇ હતી.

"જો હરામખોર!" કરૂપ્પાણે પિંજરામાંથી બૂમ પાડી. હજીયે તેને આશા હતી કે તે કુરૂમાન્કુર હતો એમ પૂરવાર થશે.

પછી તેનો વકીલ તેની પાસે ગયો અને તેને શાંત કરવા તેના કાનમાં કંઇક કહ્યું. કેસ પૂરો થયો, ત્યારે એસેસરોએ અભિપ્રાય આપ્યો કે કરૂપ્પાણુ ખૂનની કોશીશ કર્યા માટે નહિ પણ સખત ઉશ્કેરણીમાં મહાવ્યથા બદલ ગુન્હેગાર છે. ન્યાયાધીશે ચૂકાદો આવતી કાલ ઉપર મુલતવી રાખ્યો.

બીજે દિવસે કોર્ટ બેઠી ત્યારે એનો ચૂકાદો અપાયો. ન્યાયાધીશે જણાવ્યું:

"હું એસેસરોના મતથી જુદો પડું છું અને કરૂપ્પાણુને ખૂનની કોશીશ માટે ગુન્હેગાર ઠરાવું છું. હું ખાદીરખાન અને ઇસ્માઇલનો પુરાવો સ્વીકારૂં છું કે તેઓ કરૂપ્પાણુ પાસે લેણા હપ્તાની ઉઘરાણી માટે ગયા હતા. તહોમતદાર દારૂડિયો છે અને ગુસ્સામાં આવી જઈને તેણે પ્રાણઘાતક હથિયાર વડે તેના પર હુમલો કર્યો અને માત્ર અકસ્માતથી જ અને બીજા માણસો વચ્ચે પડવાથી ખાદીરખાન અને તેનો દીકરો મોતમાંથી બચી ગયા. હું તેની સ્ત્રીની વાત માની શકતો નથી કારણ કે તેને આમાં હિતસંબંધ છે. અને ખાસ કરીને એટલા માટે કે તેણે મેજીસ્ટ્રેટ પાસે જુદી વાત કહી હતી અને વળી પોલીસ પાસે જુદીજ વાત કહી હતી."

છેવટે તેણે તેને છ વરસની સખત મજુરીની સજા કરી. વળી ન્યાયાધીશે પાર્વતી ઉપર જુઠી સાક્ષી પુરવાના ગુન્હા બદલ કેસ કરી સેન્કશન મેળવી શકાય કે કેમ તેનો વિચાર કરવા સરકારી વકીલને ભલામણ કરી.

કરૂપ્પાણે સજા સાંભળી ત્યારે તે બૂમ પાડી ઉઠયો: "રાંડે મને છેતર્યો. બરી જ્યારે બેવફા નીવડે ત્યારે શું ધણી માત્ર જોઇ જ રહે?"

"કેદીને લઇ જાઓ," ન્યાયાધીશે ફરમાવ્યું.

આ બધી હકીકત જણાવીને તે હાઈકોર્ટમાં અપીલ કરી શકે છે એમ કહેતાં કહેતાં પહેરા ઉપરના સિપાઇઓ કરૂપ્પાણુને લઈ ગયા.

[ ૯ ]

કેસ પુરો થતાં પાર્વતીના જેઠે કે બીજાએ તેને માટે જરાયે વિચાર ન કર્યો. મહા મુશ્કેલીએ તે રામપુરમ પહોંચી. પેલા વૃદ્ધ મુસલમાન સિપાઇને કાંઇક દયા આવતી હતી. તે તેને પાછી મૂકી ગયો.

"તારે બધી સાચેસાચી હકીકત કહી દેવી જોઈતી હતી. અને તે પણ શરૂઆતમાં જ," તેણે કહ્યું. "ન્યાયાધીશે તારી વાત સાચી ન માની કારણ કે તેં પહેલી કોર્ટમાં સાચું કહ્યું ન હતું અને અહીંઆં પણ તેં ખરેખરી હકીકત કહી નહિં" પાર્વતી તેનું કહેવું સાંભળતી હતી પણ તેના શબ્દો ભાગ્યેજ તેના સમજવામાં આવ્યા. તેઓ રામપુરમ રાત્રે મોડા પહોંચ્યાં. સિપાઇએ તેને તેના નાના મકાનના બહારના વરંડામાં સૂઈ રહેવા અને બીજે દિવસે સવારમાં તેના ભાઇને ત્યાં જવા કહ્યું. તે રાત્રે તેની આંખ મળી નહિ. 'હું મારી ભાભીને શું મોં બતાવીશ ? હવે તો બધું ખતમ થઇ ગયું છે. ભગવાન મારી સામું જેતો નથી. હવે આ જીવતર કેમે કરી પૂરૂં થાય તો સારૂં. આમાંથી છૂટવાનો ઉપાય મારા હાથમાં છે. એ ઉપાય કોઇ લઈ જાય એમ નથી." ઘણા કલાકના ઉજાગરા પછી સવારના પ્હોરમાં તેના થાકેલા મનને જરા આરામ મળ્યો. તે ઘોર ઊંઘમાં પડી ગઈ. સિપાઈ છ વાગે ઉઠ્યો અને તેને ઘસઘસાટ ઊંઘતી જોઈ તેને થયુંઃ "ધણીને જેલમાં મોકલી આ બાઈ તદ્દન સુખી થઈ ગઇ હોય એમ લાગે છે. મૂરખ હોય તે આ બૈરાંઓનો વિશ્વાસ કરે!"

કોઇ બાળકનું રડવું સાંભળી પાર્વતી જાગી ઉઠી. જાણે ...નું બાળક દર્દથી ચીસ પાડીને રડતું હોય એવું તેને સ્વપ્નું ...વ્યું. તેનું બાળક તો ક્યારનું મરી ગયું છે અને પોતે ...સ્તા પર રઝળતી ભીખારણ બની ગઈ છે એમ સમજતાં કેટલીક ...ણો વીતી ગઇ.

તે બેઠી થઈ અને જોયું તો એક નાનો કાળો છોકરો ...મે ઉભો છે અને મોં પર આંગળી રાખી બાળકની પેઠે રડવાનો ...વાજ કરે છે. તે વારાફરતી અચૂક રીતે માતાનો અવાજ અને ...ળકના રડવાનો અવાજ કાઢતો હતો. પાર્વતીને બેઠી થયેલી ...તાંજ તેણે તમાસો બંધ કર્યો અને પૈસો માગ્યો.

"છોકરા, તારૂં ઘર ક્યાં છે ?" પાર્વતીએ પૂછ્યું.

"એક પૈસો આપો."

"તારો બાપ કોણ છે ?" પાર્વતીએ ફરી પૂછ્યું

"મને ખબર નથી," નાના છોકરાએ જવાબ આપ્યો

"તારી મા નથી ?" તેણે પૂછ્યું

"છે, પણ તે મને કુક્કર પાળનાર પાસે મૂકી ચાલી ગઈ છે."

"તને ખવરાવે છે કોણ ?"

"ખવરાવે છે ! હું જ. હું પૈસા લાવું છું, અને પેલા ...ક્કરવાળાને આપું છું. કોઇ કોઈ વાર તે મને ખવરાવે છે, પણ ... એને પાછળથી પૈસા ચૂકવી આપું છું."

"આ છોકરા જેવું રડતાં તું ક્યાં શીખ્યો ?"

"હું અને એક બીજો તાંજોર શીખેલા. મને કાંઇક આપો. ...રે કુક્કરવાળા પાસે જવું છે."

"એ કુક્કરવાળો કોણ છે ?"

"તે આ શહેરમાં આવ્યો છે. તે કુક્કર ખરીદે છે અને ...ચે છે. અમે એક ગામથી બીજે ગામ ફરતા ફરીએ છીએ."

એટલામાં સિપાઇ બહાર આવ્યો અને છોકરાને ધમકાવી હાંકી કાઢયો.

"એ તો ચોરો છે. હમણાં બધું જોઇ જાય છે અને પછી એ ટોળીનાં માણસો ચોરી કરે છે. તને ઊંઘ ઠીક આવી લાગે છે," તેણે કહ્યું.

"ભગવાન તમારૂં ભલું કરે. તમે મારા બાપની ગરજ સારી છે," તેણે કહ્યું અને તેનાથી રડી પડાયું.

સિપાઇને તેની જરાયે અસર થઈ નહિ.

"તું તારા ભાઇને ગામ હવે જા," તેણે કહ્યું "જો તાપમાં ન જવું હોય તો હમણાં ઠંડે પ્હોરે ચાલવા માંડ."

પાર્વતી ખરે બપોરે, ભૂખી તરસી, લોથપોથ થઈ ગયેલી તેના ભાઇને ઘેરે પહોંચી. કડવા અનુભવ છતાં તેણે આશા રાખી હતી કે ભાભી કંઇક પીગળી હશે. પણ અફસોસ, તેના પહેલાં જ સમાચાર પહોંચી ગયા હતા. તેનો ભાઈ ખેતરે ગયો હતો અને ભાભી ઘેર હતી.

"કમજાત આવી પાછી!" તે બોલી ઉઠી. "સંતાડ તારૂં કાળું મોં! પોતાના ધણીને ખાઈ જતી અને તરકડા સાથે વહી જતી કરક્ષા માટે આ કાંઈ ધરમશાળા નથી. મારા ઘરમાં પેસીને મારા ભોળા ધણીનું લોહી હું તને પીવા દઇશ? હું યે વસ્તારી છું. તારી સોબતમાં છોકરાને ઘડીભર પણ રખાય ખરાં? ફર પાછી અને જેને ઘરમાં ઘાલ્યો હતો તેની સાથે રહે અહીંયાં તારે માટે જગ્યા નથી."

"ભાઈ! ભાઇ!" નિરાશાથી વિહ્વળ થયેલી પાર્વતી ભાઇ અંદર હશે એમ માનીને બૂમ પાડી ઉઠી. પણ તેને હોંકારો મળ્યો નહિ.

"ત્યારે તું પણ નહિ બોલે? તેં પણ મને તરછોડી દીધી?" તે બોલી ઉઠી, "ભગવાન! તું કરે એ ખરૂં."

તે હૈયાફાટ રડી અને ભૂખી તરસી થાકેલી ત્યાંથી ચાલી ગઈ.

સૂર્ય પ્રચંડ તાપે તપતો હતો. પણ ન તો તેને તાપ લાગ્યો ન તો તેને ભૂખ લાગી. તે ફક્ત ભગવાનનેજ ઓળખતી હતી અને

મુકે ગળે અને હોઠે માત્ર તેનું નામ દેતી હતી. તે પાસેના ગામ તરફ ઝપાટાબંધ ચાલી; ત્યાં એક ડુંગરી હતી અને તેના ઉપર એક વિશાળ દહેરૂં હતું.

તે ડુંગરી ઉપર ચઢી. થોડાં ડગલાં ચાલી ત્યાં તે એટલી થાકીને લોથ થઇ ગઇ કે પર્વતના ખડકથી થયેલા છાંયડા નીચે તે મૂર્છા ખાઇને પડી.

થોડા વખત પછી તેને ભાન આવ્યું. અને તેણે ફરીથી ચાલવા માંડયું. તે દહેરાં આગળ પહોંચી ગઈ પણ અંદર ગઈ નહિ. તે મૂર્તિને લાંબી થઇને પગે લાગી અને સ્તુતિ કરી. તેના શરીરમાં સ્ફુર્તિ આવી, તે ઉભી થઇ અને દહેરાંથી પણ ઊંચી આવેલી ટોચ ઉપર ચઢી.

ચઢાવ ઘણો મુશ્કેલ હતો પણ તેનામાં જાણે નવું જોમ પ્રગટયું હતું. તે ટોચે પહોંચી ફેર ચઢે એટલે ઊંચાઈ હતી અને પશ્ચિમની કોર ઉપરથી તેણે નીચે જોયું.

“ જગદંબા ! ક્ષમા કરજે. તારી ગોદમાં મને લઇ લે, ” એમ બોલીને અગાધ અવકાશમાં તેણે ભૂસકો માર્યો. કેવા આનંદ અને ધ્રુજારાની એ ક્ષણ ! પૃથ્વી અને આકાશ ચલિત થઇને ફરવા લાગ્યાં. હાય ! કેવી ટાઢક ! કેવું સુખ !

પછી ભયંકર ધડાકો થયો, જેવો તેણે પહેલાં કદી નહિ સાંભળ્યો હોય. તેના માથામાં કાંઇક ફાટયું હોય એમ તેને લાગ્યું. અને પછી શાશ્વત શાન્તિ.

પાર્વતીનો દુઃખી આત્મા પિંજરામાંથી ઊડી ગયો.



## શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ | શ્રમણનારદ ... ... ... ...પ્રત | ૩૩૦૦૦ |
| ૨ | શ્રી રામકૃષ્ણ પરમહંસનું સંક્ષિપ્ત જીવન ... | ૪૦૦૦ |
| ૩ | શ્રી રામકૃષ્ણ પરમહંસ (જીવન અને ઉપદેશામૃત) | ૧૨૫૦ |
| ૪ | શ્રી નાગમહાશયનું જીવન વૃત્તાંત કિં. ૦–૬–૦ | ૧૨૫૦ |
| ૫ | શ્રી રામચંદ્ર દત્તનું જીવન વૃત્તાંત કિં. ૦–૮–૦ | ૧૨૫૦ |
| ૬ | મુક્તાત્મન્ મહાપુરુષ શ્રીનાગમહાશયના જીવનનું રેખાદર્શન | ૧૭૦૦ |
| ૭ | એક સંતનો અનુભવ ... ... ... | ૧૨૬૦૦ |
| ૮ | જીવલેણ ગાંડ્ડ (નશાબંધી પ્રચારાર્થે) ... | ૩૭૫૦ |
| ૯ | અજવાળે (હિન્દુ–મુસ્લિમ એકતા) ... ... | ૪૭૫૦ |
| ૧૦ | સહકાર (ગ્રામોદ્ધાર) ... ... ... | ૨૦૦૦ |
| ૧૧ | તત્ત્વમીમાંસા (સ્વતંત્ર વિચાર) ... ... | ૧૦૦૦ |
| ૧૨ | શ્રી રામકૃષ્ણ ઉપદેશ ... ... ... | ૫૦૦૦ |
| ૧૩ | શાન્તિદાસ (સ્વદેશી વિષે) ... ... | ૬૮૫૦ |
| ૧૪ | નવું રેલ્વે સ્ટેશન ... ... ... | ૩૭૫૦ |
| ૧૫ | આત્મસાક્ષાત્કાર થયેલા એક મહાત્મા સાથેનો પરિચય | ૨૮૦૦ |
| ૧૬ | કર્મનો નિયમ ... ... ... ... | ૧૧૫૦૦ |
| ૧૭ | **शिवमहिम्नः स्तोत्रम्** ... ... ... | ૧૦૦૦ |
| ૧૮ | પરમયોગી સ્વામી રામતીર્થનાં વચનામૃતો ... | ૩૦૦૦ |
| ૧૯ | Shraman Narad (in English) ... | ૧૦૦૦ |
| ૨૦ | તત્ત્વચિંતન કિં. રૂા. ૧–૦–૦ પો. ૦–૪–૦ ... | ૧૦૦૦ |
| ૨૧ | સ્વા. વિવેકાનંદ (બાળકો માટે) ... ... | ૪૫૦૦ |
| ૨૨ | શ્રી ગિરીશચંદ્ર કિં. ૦–૬–૦ પો. ૦–૨–૦ ... | ૧૦૦૦ |
| ૨૩ | એશિયા ખંડના મહાન ધર્મો કિં. ૦–૫–૦ પો. ૦–૧–૬ | ૧૦૦૦ |
| ૨૪ | શ્રી માતાજી ... ... ... ... | ૫૦૦૦ |
| ૨૫ | સ્વા. રામતીર્થ ... ... ... ... | ૨૦૦૦ |
| ૨૬ | ભિક્ષુ અખંડાનંદ કિં. ૦–૨–૦ પો. ૦–૧–૦ | ૧૦૦૦ |
| ૨૭ | અછૂત કોણ? ... ... ... ... | ૨૦૦૦ |
| ૨૮ | માતૃદર્શન કિં. ૦–૧૦–૦ પો. ૦–૨–૦ ... | ૧૦૦૦ |
| ૨૯ | દુનિયાની દુર્ગંધાથી દૂર કિં. ૦–૪–૦ ... | ૧૦૦૦ |
| ૩૦ | સાચી યાત્રા ... ... ... ... | ૩૦૦૦ |
| ૩૧ | યમરાજનો અતિથિ ... ... ... | ૧૨૫૧ |
| ૩૨ | શ્રી ગૌરાંગ મહાપ્રભુ ... ... ... | ૧૦૦૦ |
| ૩૩ | શ્રી રામકૃષ્ણ (કિશોરો માટે) ... ... | ૧૫૦૦ |
| | કુલ્લે | ૧,૨૭,૭૦૧ |